ॐ तत्सत् परमात्मने नमः

सत्यंवद धर्मंचर

# सनातनधर्मभास्कर

## द्वितीय किरण

# आर्यधर्मोच्छेदकप्रश्नावली

રચી પ્રસિદ્ધ કરનાર.

કવિ જનસુખરામ નરહરરામ.
ઠે. કવાડીઆ ચકલા-સુરત.



સંવત ૧૯૭૧ સને ૧૯૧૫

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦



મૂલ્ય ૦-૩-૦.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૪ | સનાતૂન | સનાતન |
| ૬ | જીવનમુક્ત | જીવન્મુક્ત |
| ૬ | નહી | નહીં |
| ૮ | જન | જૈન |
| ૧૧ | રહે ? | રહે. |
| ૧૫ | शक्किमान् | शक्तिमान् |
| ,, | થયા | થયો |
| ૧૬ | जे | जो |
| ૨૩ | मूर्ती | मूर्त्ति |
| ૨૪ | आवें | आवे |
| ૪૦ | આવશે ? | આવશે. |
| ૪૧ | કામા | કામી |
| ૫૨ | क्यो नष्ट | क्यो न नष्ट |
| ૫૩ | અવિધા | અવિદ્યા |
| ૫૬ | કહું | કહ્યું |
| ૫૭ | ब्रह्म | ब्रह्म |
| ૫૮ | માહાત્મા | મહાત્મા |
| ૬૪ | શકે છે ! | શકે છે ? |
| ,, | આર્ય સમાજી ? | આર્ય સમાજી ! |
| ૬૭ | શ્રાધ | શ્રાદ્ધ |
| ૭૧ | આવૃતિ | આવૃત્તિ |
| ૭૯ | પદી | યદિ |

ચિન્હોની ભૂલ રહી ગઇ હોય તે સુધારી વાંચવા કૃપા કરવી.

# પ્રસ્તાવના.

## કવિત.

કેસરી આગે શૃગાલ, કહો ક્યાંથી ટકી શકે,
ભાનુ આગે ખદ્યોત તે, નેટ ઝંખવાય છે.
વિધુ આગે ઉડુગણુ, તણી ગતિ કહો શું છે ?
વ્યાઘ્ર દેખી અજ અતિ, ઉર ગભરાય છે.
નાગ આગે મહિષનું, ગજું કહો શું છે ભાઇ ?
નાગ મૂષકને ગળી, નિશ્ચે રાજી થાય છે.
સિંધુ આગે કૂપ તણું, ગજું જાણો નહીં કાંઇ
સનાતન ધર્મ આગે, હારી સહુ જાય છે.

આપણો સનાતન ધર્મ એજ સત્ય છે. અનેક આપ-
ત્તિ પસાર થયા છતાં પણ અદ્યાપિ પર્યંત એણે એની
ઉજ્વલ કીર્તિ સાચવી રાખી છે એજ એની મહત્તા
સિદ્ધ કરી આપે છે.

જેમ કોઈ કાગળની હોડી વડે સિન્ધુ તરવાની અપેક્ષા
રાખે, નાનું બાલક જેમ હસ્તમાં ચન્દ્રને ગ્રહણ કરવાની અ-
પેક્ષા રાખે, જેને તરતાં આવડતું નથી એવો મનુષ્ય
મહાસાગરને તરી જવાની અપેક્ષા રાખે,
અંધ મનુષ્ય જેમ સૃષ્ટિ સૌંદર્ય જોવાની અપેક્ષા રાખે,

અપંગ મનુષ્ય જેમ પર્વત ઉપર ચઢી જવાની અપેક્ષા રાખે, તથા મૂર્ખ મનુષ્ય જેમ કોઈ મહા વિદ્વાનને જીતી જવાની અપેક્ષા રાખે, તેમ એ પ્રચંડ સનાતન ધર્મને પગ તળે દાબી દેવાની અનેક પુરૂષો અપેક્ષા રાખે છે, પરંતુ એની મહાન્ સત્તાથી કંપી ઉઠી અંતે હાથ ઘસતાજ રહે છે. ભાનુના ભવ્ય તેજને દાબી દેવા કોઇ મનુષ્ય હસ્તમાં પુષ્કળ ધૂલિ લઇ ઉંચે ફેંકે તો તેથી તે પોતેજ ઢંકાય છે. શું ભગવાન ભાસ્કરનાં પ્રચંડ કિરણોને દાબી દેવા તે સમર્થ થાય છે? કોઇ મનુષ્ય એમ કહેકે કમલમાં કોમલત્વ નથી, પરંતુ કઠોરત્વ છે તો શું તેની હાસ્યજનક વાણીનો સુજ્ઞ મનુષ્ય તરફથી કદિ પણ સત્કાર થાય છે? જેમ કોઇ અજ્ઞ મનુષ્ય રેતીમાંથી તેલ કાઢવાનો મિથ્યા પ્રયત્ન કરે, તેમ સત્ય સનાતન ધર્મમાંથી દોષોનું સંશોધન કરવાને અજ્ઞજનો મિથ્યાજ પ્રયત્ન કરે છે. કોઇ મનુષ્યને ઉત્તર દિશાએ આવેલા કોઈ શહેરમાં જવું હોય તેને બદલે તે દક્ષિણ દિશા તરફ ચાલ્યો જાય તો શું ઇચ્છિત સ્થલને તે કદી પણ પ્રાપ્ત કરી શકે છે? સનાતન ધર્મ જેસુખનો સત્ય માર્ગ દર્શાવે છે, તેનો નિજ અજ્ઞાનતાથી પરિત્યાગ કરી જે કોઈ સ્વમતનો આશ્રય લઈ અન્ય માર્ગે ગમન કરે છે, તે શું શાશ્વત સુખનો કદી પણ ભોક્તા થઇ શકે છે.?

ધન્ય છે ભારત વર્ષ કે તારી પ્રચંડ સપાટી ઉપર વસિષ્ઠ જેવા મહાન તત્ત્વવેત્તા ઉત્પન્ન થયા છે કે જેઓશ્રીએ પોતાની અનુપમ વિદ્વત્તા ચન્દ્રિકાથી હજારોનાં અંતઃકરણમાં અનુપમ શાન્તિ પાથરી દીધી છે. વ્યાસ જેવા મહર્ષિ, શુકદેવ જેવા જ્ઞાની, જનક જેવા મહાત્મા, યાજ્ઞવલ્કય જેવા સમર્થ યોગી, વાલ્મીકિ જેવા મહાકવિ, પૂજ્યપાદ શ્રી શંકરાચાર્ય સરખા અદ્ભુત શકિત ધરાવનાર અદ્વૈતવાદી, ધન્વંતરી સુશ્રુત સમાન વૈદ્યરાજ, કાલિદાસ, ભવભૂતિ, માઘ, ભારવી, બાણ, દંડી સમાન અનેક કવિઓ, તથા માંધાતા, દિલીપ નહુષ યુધિષ્ઠિર ઈત્યાદિ મહાસમર્થ રાજાઓ પણ તારીજ સપાટી ઉપર ઉત્પન્ન થયા છે કે જેઓની ઉજ્જવલ કીર્તિને ખંડિત કરવા કોઈપણ સમર્થ નથી.

સનાતન ધર્મરૂપી કેસરી જ્યાં સુધી ગર્જના કરતો નથી, ત્યાં સુધીજ અન્ય ધર્મ રૂપી શૃગાલો બરાડા પાડે છે, સનાતન ધર્મરૂપી દિનકર જ્યાં પર્યંત બહાર આવતો નથી, ત્યાં પર્યંતજ અન્ય ધર્મ રૂપી ઉડુગણ પ્રકાશિત દેખાય છે. સનાતનધર્મરૂપી માલતીનો સુગંધ જ્યાં પર્યંત બહાર પડતો નથી, ત્યાં પર્યંતજ અન્ય ધર્મરૂપી પુષ્પ આગળ પડે છે. સનાતન ધર્મરૂપી સિંધુ જ્યાં પર્યંત ઘૂ ઘૂ ઘૂ ઘૂ કરી પોતાની પ્રચંડ ઊર્મિ ઉંચે ઉછાળતો નથી, ત્યાં પર્યંતજ અન્ય ધર્મ રૂપી ખાબોચિયાં પ્રિય લાગે છે.

સનાતન ધર્મ રૂપી નાગ જ્યાં પર્યંત ફૂત્કાર કરતો નથી ત્યાં પર્યંતજ અન્ય ધર્મરૂપી દાદૂરો ડ્રાઉડ્રાઉ કરે છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, એ ચાર વેદ, ઉપવેદ, મનુસ્મૃતિ યાજ્ઞવલ્કય સ્મૃતિ, પરાશર સ્મૃતિ, વ્યાસ સ્મૃતિ ઇત્યાદિ, સ્મૃતિઓ સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વ મીમાંસા, તથા ઉત્તર મીમાંસા, એછ દર્શન, વાલ્મીકિ રામાયણ પૂજ્યપાદ મહર્ષિશ્રી વ્યાસ કૃત મહાભારત, તથા ભાગવત, શિવ પુરાણ, વામનપુરાણ, લિંગ પુરાણ, વિષ્ણુ પુરાણ ઇત્યાદિ પુરાણો પણ સનાતન ધર્મનીજ પ્રશંસા કરે છે.

જેમ કોઇ કાલના કકડા કરવા માગે તો તેનું કૃત્ય અપ્રશંસનીયજ થાય છે, કારણકે અખંડિત કાલને ખંડિત કરવાનો પયત્ન કરવો કેવલ વ્યર્થ છે, તેમ સનાતન ધર્મને દાબી દેવાનો પ્રયત્ન કરવો એ પણ ખપુષ્પવત્ વ્યર્થજ છે.

સનાતન ધર્મ તે એક સનાતન ધર્મજ છે. એને કોઈની ઉપમા આપવાનું સાહસ કરવું એતો બાલ ક્રિડાજ કહેવાય.

જે ગર્થને માટે મનુષ્ય મહાશ્રમ વેઠે છે, સ્વદેશનો ત્યાગ કરી પરદેશનું સેવન કરે છે, નીતિનો પરિત્યાગ કરી અંતઃકરણમાં અનીતિને સ્થાન આપે છે, સત્યને ઉછાળી

દૂર ફેંકી અસત્યને પ્રેમથી વધાવી લે છે તે ગર્થ, જે સ્રીને માટે મનુષ્ય પોતાનું ઉત્તમ દૈવત ગુમાવે છે, જેના પ્રેમમાં લુબ્ધ થઈ સાર વસ્તુને પણ અસાર વસ્તુ સમજે છે, જેને માટે પિતા, બંધુ વગેરેનો ત્યાગ કરે છે તે સ્રી, જે પુત્રને માટે મનુષ્ય ગાંડો બની જાય છે, જેને માટે મોટી મોટી આશા નદીમાં તણાય છે તે પુત્ર, વાડી ગાડી બંગલા વગેરે કાલના વિકરાળ મુખમાંથી બચાવી શકતાં નથી. માત્ર સનાતનધર્મજ એ કાલને બચાવી લેવા સમર્થ છે. જે મનુષ્ય ધર્મને દેશવટો આપે છે તે કદી પણ અખંડાનંદનો ઉપભોગ કરી શકતો નથી. જે મનુષ્ય સનાતન ધર્મને શરણે જાય છે તેને પરમાનંદની પ્રાપ્તિ થયા વિના રહેતી નથી.

આપણો નિત્યનો સાથી, આપણો નિત્યનો સગો, આપણો નિત્યનો બંધુ એવો જે આપણો સનાતન ધર્મ તેને વિસારી મૂકી પ્રપંચીઓની જાળમાં ફસાઈ જઈ મહાન કષ્ટનો અનુભવ કરવો એ શું આપણી મોટી ભુલ નથી. ?

ધર્મ એજ આપણું જીવન છે માટે તેને પડતો મૂકી અન્યનું શરણુ ઇચ્છવું એ કેવલ અજ્ઞાનતાનુંજ પરિણામ છે.

જેમ કોઈ ઐંદ્રજાલિક પોતાની અદ્ભુત વિદ્યા વડે અન્યને છેતરી નિજ કાર્યમાં જય મેળવે છે, તેમ માયા

મનુષ્ય માત્રને ઠગી ધર્મ માર્ગથી તોડી પાડી, સર્વદા નિજ કાર્યમાં જય મેળવે છે. માયા એ શું છે, જીવ એ શું છે, બ્રહ્મ એ શું છે, જીવ એક છે કે અનેક છે, ઇશ્વર અને જીવનો ભેદ છે કે અભેદ છે, જાગ્રત્ શું છે, સ્વપ્ન શું છે, સુષુપ્તિ શું છે, તુર્યાવસ્થા કોને કહે છે, અષ્ટાંગયોગ કોને કહે છે, મુક્તિ એ શું છે, જીવનમુક્તની દશા કેવા પ્રકારની હોય છે, એ સર્વ સનાતન ધર્મમાં વિસ્તાર પૂર્વક દર્શાવી આપવામાં આવ્યું છે.

સંસારમાં જે સુખ દેખાય છે તે વાસ્તવિક સુખ નથી. જો એ સત્ય સુખ હોય તો આપણને તે નિત્ય પ્રાપ્ત થવું જોઇએ, પરંતુ તેમ થતું નથી. એક પદાર્થ એક સમયે સુખરૂપ હોય છે તેજ પદાર્થ અન્ય સમયે દુઃખ રૂપ થઈ જાય છે. જે અગ્નિ શિશિર ઋતુમાં અમૃત સમાન લાગે છે, તેજ અગ્નિ ગ્રીષ્મ ઋતુમાં અપ્રિય થઇ પડે છે. સનાતન ધર્મ એજ આત્મજ્ઞાનનો સાચો માર્ગ દર્શાવી લક્ષ ચોરાશીના ફેરામાંથી બચાવી લઇ પરમપદની પ્રાપ્તિ કરાવે છે.

ઋષિમુનિઓએ આ અનિત્ય સંસારનો ત્યાગ કરી અરણ્યમાં નિવાસ કરી મનુષ્યના શ્રેયને માટે અનેક ગ્રન્થો ની રચના કરી આપણા ઉપર મોટો ઉપકાર કર્યો છે.

જે સંસાર અજ્ઞ મનુષ્યને પીયૂષવત્ ભાસે છે, તે

સંસારને વિષમય માની ઋષિઓએ આત્મજ્ઞાનનો સાચો માર્ગ શોધી કાઢી આપણને સનાતન ધર્મનું પરમ રહસ્ય જણાવ્યું છે. અહો ! જે ઋષિમુનિઓએ આપણા ઉપર આટલો બધો પ્રેમ દર્શાવ્યો છે તે ઋષિમુનિઓને હસી કાઢી સ્વેચ્છા પ્રમાણે વર્ત્તન કરીએ છીએ એ શું આપણો મોટો દોષ નથી ?

મુનિ અષ્ટાવક્રે જનક રાજાની સભામાં જઈ લઘુ વયમાં બંદી જેવા કર્મકાંડી વિદ્વાનને પરાસ્ત કરી સનાતન ધર્મને પૂર્ણ દેદિપ્યમાન કર્યો હતો.

મુનિ યાજ્ઞવલ્કયે જનક રાજાની સભામાં બેઠેલા અનેક વિદ્વાનોને હરાવી પરમ વિદૂષી ગાર્ગી સાથે શાસ્ત્રાર્થ કરી તેનો પણ પરાજય કરી સનાતન ધર્મનું ગૌરવ સારી રીતે દર્શાવી આપ્યું હતું. તીર્થયાત્રા કરી આવ્યા પછી ઉદાસીન થઇ થઇ ગયેલા રામને આત્મજ્ઞાનનો સદ્બોધ આપી મહાત્મા વસિષ્ઠે મહા મોહને નષ્ટ કરી સનાતન ધર્મનું સત્યત્વ દર્શાવી આપ્યું હતું.

સંબંધીઓના વધને લીધે મહા મોહ પામેલા અર્જુનને ગીતા શાસ્ત્ર કહી સંભળાવી શ્રીકૃષ્ણે વૈરાગ્યનું પૂર્ણ સ્વરૂપ દર્શાવી સનાતન ધર્મને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડી દીધો હતો. શ્રી વ્યાસે શ્રી શુકદેવજીને વૈરાગ્યનું પૂર્ણ સ્વરૂપ દર્શાવી સનાતન ધર્મને પુષ્કળ

મજબુત કર્યો હતો. મહાત્મા શ્રી શંકરાચાર્યે અનેક વાદીઓને પરાસ્ત કરી અદ્વૈતનો ડંકો વગાડી સનાતન ધર્મ રૂપી અગ્નિને પૂર્ણ પ્રકાશિત કર્યો હતો.

જે સનાતન ધર્મને દેવર્ષિઓએ, મહર્ષિઓએ, રાજર્ષિઓએ, સાધુ સંતોએ, કવિઓએ, તથા પશ્ચિમના મોટા મોટા વિદ્વાનોએ માન આપ્યું છે, તે સનાતન ધર્મમાં કેટલું રહસ્ય હોવું જોઇએ તેનો વિચાર સુજ્ઞ પુરૂષો કરી લેશે.

પ્રાણીમાત્ર સુખનું સંશોધન કરે છે. કોઈ પણ મનુષ્ય કદી પણ એમ કહે છે કે મને દુઃખની પ્રાપ્તિ થાઓ? હવે સાચું સુખ શામાં રહ્યું છે તેનું જ્ઞાન અજ્ઞાની મનુષ્યને ના હોવાને લીધે અંધ પુરૂષ જેમ ભીંત સાથે અથડાય તેમ વારંવાર સંસાર સાગરમાં ગોથાં ખાય છે. બંધન કોઇને પ્રિય નથી. જે દિવસે નિશાળમાં રજા પડવાની હોય છે તે દિવસે છોકરાઓ રાજી થતા દેખાય છે. એક પોપટને લાવી આપણે પાંજરામાં પૂરી રાખીએ પરંતુ જો બારણું ઉઘાડું રહી જાય છે તો તે તરત ઉડી જાય છે. એક સાપને આપણે સાણસાથી પકડીએ તો છટકી જવાને તે બનતો પ્રયત્ન કરે છે. એક ઉંદરને આપણે બંધનમાં નાંખીએ તો માર્ગ જડતાં તે તરતજ ભાગી જાય છે.

હવે જ્યારે બંધન કોઇને પ્રિય નથી, તો પછી એમાંથી સદાને માટે મુકત થવાનો માર્ગ આપણે શા માટે

શોધયે ના જોઈએ ? અવશ્ય બંધનમાંથી મુક્ત થવાનો સત્ય માર્ગ આપણો સનાતન ધર્મજ દર્શાવે છે. એ સનાતન ધર્મમાં મૂર્ત્તિ પૂજા, શ્રાદ્ધ, તીર્થ, અવતાર વગેરેનું રહસ્ય સારી રીતે જણાવ્યું છે અને તેને મોટા મોટા પંડિતો માન આપતા આવ્યા છે, પરંતુ ગીતામાં કહ્યા પ્રમાણે આ વિશ્વમાં આરંભથી દૈવી સંપત્તિવાળા અને આસુરી સંપત્તિવાળા લોકો રહે છે. દૈવી સંપત્તિવાળા મનુષ્યોમાં સત્ય, ક્ષમા, દમ, શમ, શૌચ વગેરે અનેક ગુણો હોય છે. અને આસુરી સંપત્તિવાળા મનુષ્યમાં દંભ કામ ક્રોધ, લોભ, મોહ, રાગ, દ્વેષ વગેરે અનેક દુર્ગુણો હોય છે. આસુરી સંપત્તિવાળો મનુષ્ય જ્યારે સજ્જનના ઉપર મિથ્યા દૂષણ મૂકે છે ત્યારેજ તેને સંતોષની પ્રાપ્તિ થાય છે. જેમ પ્રકાશ અને અંધકારનો વિરોધ છે તેમ દૈવી સંપત્તિવાળા મનુષ્યોનો અને આસુરી સંપત્તિવાળા મનુષ્યોનો વિરોધ હોય છે. આસુરી સંપત્તિવાળા મનુષ્યોએ શ્રાદ્ધ, મૂર્ત્તિ પૂજા, અવતાર, તીર્થ વગેરેનો તિરસ્કાર કરી તેને દાબી દેવાનો વારંવાર પ્રયત્ન કર્યો છે, પરંતુ શું સૂર્યનારાયણને કોઈ અંધકાર મય બનાવી શકે છે ? આજથી થોડા વર્ષ ઉપર સ્વામી દયાનન્દજી ઉત્પન્ન થયા. મૂર્ત્તિ ઉપર દોડતા ઉંદરોને જોઇ માત પિતાનો પરિત્યાગ કરી તેઓશ્રી ઇચ્છા મુજબ ફરવા લાગ્યા.

સંસ્કૃતનો થોડો અભ્યાસ કરી વેદ ભાષ્ય કર્ત્તા થઇ પડયા.

સંન્યાસીને પણ ધન લેવાની આજ્ઞા આપવા લાગ્યા.

પતિવ્રતા ધર્મને ધિક્કારી કાઢી સ્ત્રીને અગિયાર પતિ કરવાની છૂટ આપવા લાગ્યા. પતિ પરદેશ જાયતો અમુક સમય સૂધી રાહ જોઇ સ્ત્રીને અન્ય પતિ કરી લેવાની આજ્ઞા આપી સનાતન ધર્મ ઉપર અનીતિની ધૂલિ નાખવા લાગ્યા. શૂદ્રને વેદ ભણવાનો અધિકાર આપવા લાગ્યા. ઋષિ મુનિઓના પવિત્ર ગ્રન્થોમાં પણ વેદ વિરૂદ્ધ હોય તો તેનો ત્યાગ કરવો એમ લખી નાસ્તિકતાનો ડંકો પૂરેપૂરો વગાડવા લાગ્યા. બકરામાંથી ઘી દૂધ કાઢવાની વિચિત્ર આજ્ઞા નિજ શિષ્યોને આપવા લાગ્યા. મૂર્ત્તિપૂજા, શ્રાદ્ધ, તીર્થ, અવતાર વગેરે વેદ વિરુદ્ધ છે એમ કહી અભણ વર્ગને પોતાના તરફ ખેંચી લેવા લાગ્યા. કુબોધ રૂપી સોટો ગ્રહણકરી નિર્બલ મનુષ્યોના ઉપર પ્રહાર કરી મુંજાવી નાખવા લાગ્યા. બ્રાહ્મણ ભાગ વેદ નથી કારણ કે તેમાં ઇતિહાસ છે એમ કહી માત્ર સંહિતા ભાગનેજ વેદમાની સાયણ, મહિધર વગેરેને હસી કાઢી ઇચ્છા મુજબ વેદના અર્થ કરવા લાગ્યા. હું શું શું ગણાવું ? સ્વામી દયાનન્દે સનાતન ધર્મને દાબી દેવાનો મહાન્ પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં તેઓ ફાવી શકયા નહીં. થોડું ભણેલા બિચારા ભોળા લોકો એમના સપાટામાં સપડાઈ ગયા છે પરંતુ સ્વામી દયાનન્દની ધારણા પાર પડી નહીં.

સનાતન ધર્મના મહાન્ પંડિત ભીમસેનજીએ, મહાત્મા શ્રી આલારામ સાગરે, વિદ્યા વારિધિ પંડિત શ્રી જવાલા પ્રસાદજીએ, મહાપંડિત શ્રી કાલૂરામજીએ, મુન્શી જગન્નાથદાસજીએ તથા બીજા સનાતન ધર્મના અનેક પંડિતોએ સ્વામી દયાનન્દની પોલ સારી રીતે ખોલી નાખી છે. આર્યસમાજના પંડિતો પણ સારી રીતે જાણી ગયા છે સ્વામી દયાનન્દે પોતાના ગ્રન્થોમાં અનેક સ્થલે ઠોકર ખાધી છે, પરંતુ દુરાગ્રહને લીધે મિથ્યા વસ્તુને સત્ય વસ્તુનું રૂપ આપવા જે પ્રયત્ન કરવામાં આવે છે તે અવશ્ય મહા ખેદજનક છે.

વેદના કપોલ કલ્પિત અર્થ કરી સ્વામી દયાનન્દ તથા તેના અનુયાયી તરફથી મૂર્ત્તિપૂજા, શ્રાદ્ધ, અવતાર વગેરે ને ઉડાવી દઈને જે નાસ્તિકતા પ્રકટ કરવામાં આવે છે તેથી સુજ્ઞ મનુષ્યના હૃદયમાં ખિન્નતા પ્રવેશ કર્યા વિના રહેતી નથી.

સત્ય વસ્તુને દાબી દેવાનો પ્રયત્ન કરવો એ શ્વાન શૃંગવત્ વ્યર્થ નથી તો બીજુ શું છે ?

આજથી થોડા સમય ઉપર મેં સુરત જૈન પ્રેસમાં છપાવી મૂર્ત્તિ પૂજાનું પુસ્તક પ્રકટ કર્યું છે તેમાં આર્ય સમાજનું એવું તો નિર્મૂલ ખંડન કરવામાં આવ્યું છે કે આધુનિક અને ભવિષ્યના દયાનન્દીઓ એનું કદાપિ યથાર્થ

ખંડન કરી શકે એમ નથી. એ પુસ્તકમાં યુક્તિ અને પ્રમાણુથી મૂર્ત્તિ પૂજાની સત્યતા સિદ્ધ કરવામાં આવી છે.

આર્ય પ્રકાશમાં પંડિત બાલકૃષ્ણુ શર્માએ મારા પુસ્તકનું ખંડન કરવાનો મિથ્યા પ્રયત્ન કર્યો હતો, પરંતુ મારો આપેલો પૂર્વ પક્ષ બધો લખી ઉત્તર પક્ષ થોડોજ લખી અટકી ગયા.

પંડિત બાલકૃષ્ણુ શર્માએ મારાપર જે મિથ્યા પ્રહાર કર્યો છે તેનો યથાર્થ ઉત્તર પુસ્તકના આકારમાં પ્રકટ કરી આર્ય સમાજનું નિર્મૂલ ખંડન કરવાનો મારો નિશ્ચય છે. પંડિત બાલ કૃષ્ણુ શર્મા જે જે દલીલ લાવશે તે બધી દલીલને કાપી નાખી સનાતન ધર્મની શ્રેષ્ઠતા સિદ્ધ કરવામાં આવશે. હિંદીમાં પંડિત ભીમસેન શર્માએ આર્યમત નિરાકારણ પ્રશ્નાવલી નામનું પુસ્તક રચ્યું છે તેમાં આર્યસમાજનું નિર્મૂલ ખંડન કરવામાં આવ્યું છે. ગુજરાતીમાં આર્ય ભ્રમોચ્છેદક પ્રશ્નાવલી નામનું પુસ્તક મેં પ્રકટ કર્યું છે. યદિ બાલકૃષ્ણુ કિંવા કોઇ પણ આર્યસમાજના પંડિતમાં આ મારા પુસ્તકનું યથાર્થ ખંડન કરવાની હિંમત હોય તો મેદાન પડી જાય મારો ખુલ્લો ચેલેંજ છે.

ધ્યાન રાખી પ્રુફ તપાસવામાં આવે છે, પરંતુ દૃષ્ટિ દોષથી ભૂલો રહી જાય છે, માટે એવી ભૂલો જ્યાં રહી ગઈ હોય ત્યાં સુધારી વાંચવા કૃપા કરવી. બીજા દોષો રહી ગયા હોય તે દોષોની પણ ક્ષમા આપવામાં આવશે એવી આશા છે.

કવિ જનસુખરામ નરહરરામ.

# आर्य भ्रमोच्छेदक प्रश्नावली.

૧. હે આર્યસમાજી ! તમે કહો છો કે પ્રકૃતિ જીવ અને ઇશ્વર અનાદિ છે. હવે તમને પૂછવામાં આવે છે કે એ ત્રણ વસ્તુ અનાદિ અને સત્ છે તો એમાં શી ભિન્નતા રહેલી છે તે બતાવો. યદિ ભિન્નતા સિદ્ધ કરી નાશકો તો ત્રણ વસ્તુ સત્ છે એમ કેમ કહો છો ? સત્ એક હોય છે કે અનેક ?

૨. સ્વામી દયાનન્દ કહે છે કે સર્વનું આદિ મૂલ પરમેશ્વર છે. હવે જ્યારે સર્વનું આદિ મૂલ પરમેશ્વર છે તો પ્રકૃતિ અને જીવને અનાદિ કેવી રીતે કહેવાય ?

૩. તમારા મતમાં જીવનું સ્વરૂપ શું છે ? સાકાર છે કે નિરાકાર ? યદિ જીવને સાકાર કહેશો તો તેનો કોઈ કાલે નાશ થયા વિના રહેશે નહિ. કારણકે ઘટ પટાદિ જે જે વસ્તુ સાકાર હોય છે, તે તે વસ્તુ નાશવંતજ હોય છે. જીવને સાકાર માનશો તો તે અનાદિ કેવી રીતે રહી શકશે? યદિ કહો કે જીવ નિરાકાર છે તો તેમાં પરમાત્મા વ્યાપક છે કે નહિ ? યદિ ના કહો તમારો ઈશ્વર એક દેશી થઈ જશે. અને તેથી તેના નાશનો પ્રસંગ આવશે. યદિ હા

કહો તો તમારૂં તે કહેવું ચાલી શકે એમ નથી. કારણકે પદાર્થ વિદ્યા સિદ્ધ કરે છે કે જે વસ્તુ પોલવાળી હોય છે તેમાંજ નિરાકાર વ્યાપક રહે છે. નિરાકારમાં નિરાકાર કદી પણ વ્યાપક રહેશે નહિ.

૪. તમે પરમાત્માને જીવનો પિતા કહો છો કે નહિ? યદિ હા કહો તો પરમાત્મા જીવનો ઉત્પાદક થયો. જ્યારે પરમાત્મા જીવનો ઉત્પાદક થયો ત્યારે જીવ અનાદિ કેવી રીતે રહ્યા?

૫ ઇશ્વર છે એ તમે કયા પ્રમાણથી સિદ્ધ કરો છો? ઇશ્વરના અસ્તિત્વમાં એવી તમારી પાસે મજબુત દલીલ શી છે કે જે કદાપિ કાપી શકાય નહિ?

૬. તમારો માનેલો નિરાકાર ઇશ્વર પ્રકૃતિ અને જીવમાંથી નીકળી જઈ સૃષ્ટિ રચે છે કે પ્રકૃતિ અને જીવમાં રહી?

૭. તમે પ્રકૃતિને અનાદિ કહો છો તો તમને પૂછવામાં આવે છે કે તમારી પ્રકૃતિ અનાદિ અનંત છે કે અનાદિ સાન્ત? યદિ કહો કે અનાદિ અનંત છે તો તેમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થાય છે, તે બતાવો. યદિ અનાદિ પ્રકૃતિને સાંત કહેશો તો અનેક દોષો આવીને ઉભા રહેશે.

૮. પ્રકૃતિ નિરાકાર નિરવયવ છે કે સાકાર સાવયવ? યદિ કહો કે નિરાકાર નિરવયવ છે તો પરમાત્માને પ્રકૃતિમાં ભેદ શો રહ્યો? યદિ કહો કે પ્રકૃતિ જડ છે અને પરમેશ્વર ચેતન છે તો પુનઃપ્રશ્ન થાય છે કે એક નિરાકાર જડ અને એક નિરાકાર ચેતન કેમ? યદિ સાકાર સાવયવ કહો તો તે કદાપિ અનાદિ રહી શકશે નહિ.

૯. આકાશને નિરાકાર માની તમે વ્યાપક માનો છો અને જીવને નિરાકાર માની એક દેશી માનો છો એનું કારણ શું?

૧૦ જે વસ્તુ નિરાકાર હોય તે એક દેશી હોય છે એવું જ્ઞાન તમને કયા પ્રમાણથી થયું છે?

૧૧. તમે કહો છો કે પ્રથમ ચાર-ઋષિઓને વેદ પ્રાપ્ત થયા. હવે તમને પૂછવામાં આવે છે કે પ્રથમ ચાર ઋષિઓ કયાંથી ઉત્પન્ન થયા? યદિ કહો કે પરમાત્માની ઇચ્છાથી પ્રથમ ચાર ઋષિઓ ઉત્પન્ન થયા, તો તમારૂં એ કહેવું ટકી શકે એમ નથી, કારણ કે ઇચ્છા એ મનનો ધર્મ છે. નિરાકાર ઇશ્વરને મન નથી તો ઋષિને કયાંથી ઉત્પન્ન કરે?

૧૨. પ્રલય સમયે જગત્ તો હોતું નથી તો તમારો ઈશ્વર કયાં રહે છે? તે પ્રસંગે તેનું વ્યાપકત્વ કયાં જતું રહે છે?

૧૩. ઈશ્વરે વેદને ક્યારે અને કેવી રીતે રચ્યા? નિરાકાર ઇશ્વરમાં વિચારની ઉત્પત્તિ કેવી રીતે થઇ?

૧૪. તમે ઇશ્વરને નિરાકાર માનો છો તો તમને પૂછવામાં આવે છે કે નિરાકારથી સાકાર જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ? યદિ કહો કે પરમાત્માની શક્તિ સર્વ વસ્તુની રચના કરવા સમર્થ છે તો તમને પૂછવામાં આવે છે કે તમે જે પરમાત્માની શક્તિ કહી તે સાકાર સાવયવ છે કે નિરાકાર નિરવયવ? યદિ કહો કે સાકાર સાવયવ છે તો શક્તિ અને શક્તિમાનનો અભેદ હોવાથી તમારો ઈશ્વર સાકાર થઇ જશે. વળી શક્તિને સાકાર માનવાથી તે કદાપિ અનાદિ રહી શકશે નહિ. યદિ કહો કે પરમાત્માની શક્તિ નિરાકાર નિરવયવ છે તો પુનઃપ્રશ્ન થાય છે કે નિરાકાર નિરવયવથી સાકાર સાવયવની ઉત્પત્તિ કેવી રીતે થઇ?

૧૫. જે નિરાકાર અને વિભુ હોય છે તે નિષ્ક્રિય હોય છે કે સક્રિય? યદિ કહો કે નિષ્ક્રિય હોય છે. તો પછી જગત્કર્ત્તા ઈશ્વર કેવી રીતે સિદ્ધ કરશો? યદિ કહો કે નિરાકાર હોય છે ને સક્રિય હોય છે તો શું કોઇ દૃષ્ટાંત આપી શકશો? આકાર વગરની વસ્તુમાં ક્રિયા કેવી રીતે થઈ શકે? તમે જે આકાશને નિરાકાર માનો છો તે નિષ્ક્રિય છે કે સક્રિય?

૧૬. તમે જીવ અને ઈશ્વરનો ભેદ માનો છો તો તમને પૂછવામાં આવે છે કે ભેદ સાકાર છે કે નિરાકાર? યદિ કહો કે ભેદ સાકાર છે તો એ ભેદનું સત્યાનાશ વળી જશે કારણકે સાકાર વસ્તુ કદી પણ નિત્ય હોઈ શકે નહિ. યદિ કહો કે ભેદ નિરાકાર છે તો પછી તમારૂં બોલવું બાલકવત્ કેમ નથી? નિરાકારમાં ભેદ હોઈજ કેવી રીતે શકે?

૧૭. યદિ તમે એમ કહો કે જીવ અલ્પજ્ઞ છે અને ઇશ્વર સર્વજ્ઞ છે તો તમને પૂછવામાં આવે છે કે જીવમાં જે અલ્પજ્ઞત્વ રહે છે તે સ્વાભાવિક છે કે ઔપાધિક? યદિ કહો કે અલ્પજ્ઞત્વ સ્વાભાવિક છે તો હે આર્યસમાજી! તમારામાં કોઈ જીવ મુક્ત થશેજ નહિ, કારણકે પાણીમાં જેમ સ્વાભાવિક શીતલતા છે તેનો કદી નાશ થતો નથી તેમ સ્વાભાવિક અલ્પજ્ઞત્વનો કદી નાશ થશે નહિ. યદિ કહો કે જીવમાં જે અલ્પજ્ઞત્વ રહે છે તે ઔપાધિક છે તો ઉપાધિના નાશથી ઘટાકાશ મહાકાશજ છે તેમ ઉપાધિના નાશથી જીવ બ્રહ્મજ છે. જીવ બ્રહ્મનું ઐક્ય માનવાથી તમારે વેદાંતીના શિષ્ય થવું પડશે.

૧૮. ઈશ્વરે કોઇને દુઃખી, કોઇને સુખી, કોઇને નિર્ધન કોઇને ધનવાન, કોઇને વિદ્વાન્, કોઇને મૂર્ખ, કોઇને નિર્બલ, કોઇને બલવાન, કેમ બનાવ્યાં છે? આવી વિચિત્ર સૃષ્ટિ રચના કરવાનું ઇશ્વરને પ્રયોજન શું?

યદિ કહોકે જીવન કર્માંનુસાર ઇશ્વરે એવી રચના કરી છે તો એ તમારૂં કહેવું ટકી શકે એમ નથી. તમે જીવને અનાદિ માનો છો. અનાદિ જીવને પ્રથમ કયું કર્મ લાગુ પડ્યું કે તેને જન્મ મરણના પ્રવાહમાં ઘસડાઈ જવું પડ્યું?

૧૯. યદિ કહો કે સૃષ્ટિ અનાદિ છે તો પછી જીવ, ઈશ્વર અને પ્રકૃતિ એ ત્રણ અનાદિ છે એ તમારો સિદ્ધાંત જડ મૂલથી કપાઇ ગયો. કે નહીં ?

૨૦. પ્રકૃતિ અને જીવ નિરાંતે રહ્યા હતાં તેને ક્ષોભ ઉત્પન્ન કરવાનું ઇશ્વરને પ્રયોજન શું ?

૨૧. કુંભાર સાકાર છે ને મૃત્તિકા પણ સાકાર છે તો ઘટની ઉત્પત્તિ થાય છે, પરંતુ ઇશ્વર તો નિરાકાર છે, નિરાકાર ઇશ્વરે પ્રકૃતિને કેવી રીતે પકડી ?

૨૨. પરમાત્માએ જે વખતે સૃષ્ટિની રચના કરી નહોતી તે વખતે જીવ અને પ્રકૃતિ શું કરતાં હતાં?

૨૩. અનદિ જીવને સુખ દુઃખનો અનુભવ નહોતો તો પરમાત્માએ તેને શા માટે ચક્કરમાં નાખ્યાં ? એમ કરવામાં પરમાત્માનો હેતુ શો હતો ?

૨૪. માયાને તમે ઇશ્વરની ઉપાધિ માનતા નથી તો કેવલ નિરાકાર પરમાત્મામાં સંકલ્પની ઉત્પત્તિ કેવી રીતે થાય છે ?

૨૫. જે વસ્તુ સામાન્ય રૂપમાં હોય છે તે કદી પણ ક્રિયા કરી શકતી નથી, દષ્ટાંત તરીકે અગ્નિ જ્યાં સૂધી સામાન્ય રૂપમાં છે ત્યાં તે કાંઈ પણ ક્રિયા કરી શકતો નથી, તેમ જ્યાં સૂધી ઇશ્વર સામાન્ય રૂપમાં છે ત્યાં સૂધી તે કાંઈ પણ ક્રિયા કરી શકતો નથી. જ્યારે આમ છે ત્યારે તમે અવતારનું ખંડન શા માટે કરો છો?

૨૬. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અને શબ્દ એ ચાર પ્રમાણને તમે માન આપો છો તો તમને પૂછવામાં આવે છે કે તમે ઇશ્વર નિરાકાર છે એ કયા પ્રમાણથી સિદ્ધ કરો છો? યદિ કહો કે અમે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરીએ છીએ તો બતાવો નિરાકાર ઇશ્વર ક્યાં છે? યદિ કહો કે અમે તો અનુમાન પ્રમાણથી નિરાકાર ઇશ્વરની સિદ્ધિ કરીએ છીએ તો એ તમારૂં કહેવું ટકી શકે એમ નથી, કારણ કે અનુમાન તો તેનુંજ થઈ શકે કે જેનું પ્રથમ પ્રત્યક્ષ જ્ઞાન થયું હોય. નિરાકારનું તમને પ્રત્યક્ષ જ્ઞાનજ થયું નથી તો પછી અનુમાન પ્રમાણથી કેવી રીતે સિદ્ધ કરશો? યદિ કહોકે અમે તો ઉપમાન પ્રમાણથી નિરાકારની સિદ્ધિ કરીશું તો એ તમારૂં કહેવું ટકી શકે એમ નથી, કારણકે નિરાકાર ઇશ્વરની કોઇ ઉપમાજ નથી. તો પછી ઉપમાન પ્રમાણથી કેવી રીતે સિદ્ધિ કરશો? યદિ કહો કે અમે તો શબ્દપ્રમાણથી

નિરાકારની સિદ્ધિ કરીશું તો જન બૌદ્ધ વગેરે જેઓ વેદને માનતા નથી તેઓને કેવી રીતે સમજાવી શકશો ?

૨૭. સુખ, દુઃખ, ઇચ્છા, હર્ષ, શોક વગેરે જીવમાં સમવાય સંબંધથી રહે છે કે સંયોગ સંબંધથી કિંવા કલ્પિત સંબંધથી ? યદિ કહો કે સુખ દુઃખ વગેરે જીવમાં સમવાય સંબંધથી રહે છે તો હે આર્ય સમાજી ! સમવાય સંબંધ કદી પણ નષ્ટ થશે નહિ, અને તેથી તમારામાં કોઇ પણ જીવ મુક્ત થશે નહિ. યદિ કહો કે જીવમાં સુખ દુઃખ વગેરે સંયોગ સંબંધથી રહે છે તો પણ દોષ આવે છે. કારણકે સુખ દુઃખ વગેરે જડ છે અને જીવ ચેતન છે. જડ અને ચેતનનો સંયોગ સંબંધ કદી પણ થાયજ નહિ. યદિ કહો કે જીવમાં સુખ દુઃખ વગેરે કલ્પિત સંબંધથી રહે છે ત્યારે તો હે ભાઈ! તમારે શંકરાચાર્યના શિષ્ય થવું પડશે.

૨૮. સ્વામી દયાનન્દ કહે છે કે મન નિરાકારમાં સ્થિર રહે છે, સાકારમાં સ્થિર રહેતું નથી. હવે તમને પૂછવામાં આવે છે કે મન સાકાર છે કે નિરાકાર ? યદિ કહો કે મન સાકાર છે તો પરમાત્માનો પત્તો કેવી રીતે મેળવી શકશો ? યદિ કહો કે મન નિરાકાર છે તો કેવી રીતે ચાલીને નિરાકાર પરમાત્માને મેળવશો? નિરાકાર મનમાં ક્રિયા કેવી રીતે થશે ?

૨૯ સત્યાર્થ પ્રકાશના ૮મા સમુલ્લાસમાં સ્વામી દયાનન્દ કહે છે કે

"सृष्टिके आदिमें ईश्वरने आकाशको इकठ्ठा किया उससे अवकाश उत्पन्न हुआ.

હે આર્ય સમાજી ! હવે તમને પૂછવામાં આવે છે કે, આકાશ વ્યાપક છે કે એક દેશી ? યદિ એક દેશી કહો તો સ્વામી દયાનન્દનો લેખ અસત્ય ઠરશે. કારણકે દયાનન્દ આકાશને વ્યાપક કહે છે. હવે આકાશ વ્યાપક છે ત્યારે પરમાત્માએ તેને કયાથી એકઠું કર્યું ? જે વખતે પરમાત્માએ આકાશને એકઠું કર્યું તે વખતે તેમાં વ્યાપક હતો કે નહિ ?

૩૦. તમે પ્રકૃતિ કોને કહો છે ? યદિ કહો કે ત્રણ ગુણની સામ્યાવસ્થા એ પ્રકૃતિ છે તો તમને પૂછવામાં આવે છે કે ત્રણ ગુણો પ્રકૃતિમાં પાછળથી આવી મળ્યા છે કે પ્રથમથીજ આવી મળ્યા છે? યદિ કહો કે પાછળથી આવી મળ્યા છે તો તમને કહેવામાં આવે છે કે જ્યાં સૂધી ગુણો મળ્યા નહોતા ત્યાં સૂધી તો પ્રકૃતિજ નહોતી કહેવાતી. ત્યારે તમે તેને અનાદિ કેમ કહો છો ? યદિ કહો કે એ ત્રણ ગુણો પ્રથમના હતા તો તમને પૂછવામાં આવે છે કે એ ત્રણ ગુણો પ્રકૃતિમાં કયાં અને કેવી રીતે રહે છે ?

૩૧. તમે મૂર્તિપૂજાની નિંદા કરો છો તો તમને

પૂછવામાં આવે છે કે સ્વામી દયાનન્દે પીઠની હાડકીમાં મનને સ્થિર કરવાનું કેમ લખ્યું છે? શું પીઠની હાડકીમાં મન સ્થિર થશે અને મૂર્તિમાં નહિ થાય?

૩૨. તમે ઈશ્વર અને જગત્‌ને સત્ કહો છો તો એક સત્ ચેતન અને બીજું જડ કેમ? સત્‌માં આવો ભેદ શા કારણથી રહ્યો છે? જગત્‌નો તો પ્રત્યક્ષ નાશ થતો જોવામાં આવે છે. શું સત્ વસ્તુનો પણ કદી નાશ થાય છે? જ્યારે સત્ વસ્તુનો પણ નાશ થાય છે ત્યારે પછી તે અસત્ કેમ નહિ?

૩૩. તમે આકાશને નિરાકાર કહો છો તો શ્રુતિમાં તેની ઉત્પત્તિ કેમ કહી છે? શું નિરાકારની પણ ઉત્પત્તિ થાય છે? જેમ ઘટ ઉત્પત્તિવાળો હોવાથી તે નિરાકાર નથી તેમ આકાશ ઉત્પત્તિવાળું હોવાથી તેને તમારાથી કદી પણ નિરાકાર કહી શકાશે નહિ.

૩૪. સ્વામી દયાનન્દ સત્યવાદી હતા કે અસત્યવાદી? યદિ કહો કે સત્યવાદી હતા તો સત્યાર્થ પ્રકાશમાં અનેક મિથ્યા વાતો કેમ લખી છે? યદિ કહો કે દયાનન્દ અસત્યવાદી હતા તો તમે તેને મહર્ષિ કેમ માનો છો? શું મહર્ષિ કદી અસત્યવાદી હોય છે?

૩૫. સ્વામી દયાનન્દ કહે છે કે અવિદ્યા અલ્પજ્ઞતા આદિ જીવના ગુણો છે. સ્વામી દયાનન્દ કહેછે કે ગુણ

ગુણીનો સમવાય સંબંધ છે. હવે આર્યસમાજી બંધુઓને પૂછવામાં આવે છે કે જીવ ચેતન ગુણી છે અને ગુણો જડ છે. ચેતન જીવ અને જડ ગુણોનો સંબંધ કેવી રીતે હોઈ શકે ?

૩૬. સ્વામી દયાનન્દે આઠમા સમુલ્લાસમાં લખ્યું છે કે પ્રકૃતિ ત્રણ ગુણોનું કાર્ય છે હવે જયારે પ્રકૃતિ ત્રણ ગુણોનું કાર્ય છે ત્યારે ત્રણ ગુણો પ્રથમ હતા ને પછી પ્રકૃતિ ઉત્પન્ન થઇ છે. જ્યારે પ્રકૃતિ પછીથી ઉત્પન્ન થઈ છે ત્યારે દયાનન્દે એને અનાદિ શા માટે કહી છે ?

૩૭. સત્વ રજ તમ આદિ ગુણોનો આધાર ઇશ્વર છે કે નહિ ? યદિ ના કહો તો ઇશ્વર સર્વાધાર નહિ રહે ? યદિ હા કહો તો ગુણોથી ઉત્પન્ન થયેલા કામ ક્રોધાદિ વિકારો ઈશ્વરમાં આવી જશે. તેનો તમે કેવી રીતે બચાવ કરશો ?

૩૮. નવમા સમુલ્લાસમાં સ્વામી દયાનન્દ કહે છે કે સત્વ ગુણ, રજોગુણ અને તમોગુણ એ જીવના ગુણ છે. અને આઠમા સમુલ્લાસમાં સ્વામીજી કહે છે કે એ ત્રણે ગુણો પ્રકૃતિના છે. આ બેમાં સાચું શું છે ? એકજ ગ્રંથમા પરસ્પર આવી વિરૂદ્ધતા કેમ ?

૩૯. અનાદિ અને નિરાકાર પરમાત્મામાં સત્વ રજ અને તમ એ ત્રણ ગુણો ક્યારે અને કેમ ઘૂસી ગયા ?

૪૦. મુક્તિમાંથી જ્યારે પુનઃ આવવું પડે છે ત્યારે એ મુક્તિ કેવી રીતે કહેવાય ? વળી જ્યારે એ કારાગાર સમાન છે તો પછી તે મેળવવાને પ્રયત્ન કરવાની શી આવશ્યકતા છે? શું કારાગૃહમાં જવા કોઈ ઇચ્છા કરે છે ?

૪૧. અલ્પજ્ઞ જીવ સર્વજ્ઞ પરમાત્માને કેવી રીતે પ્રાપ્ત કરી શકશે ?

૪૨. रथेन वायुवेगेन આ વાક્ય સ્વામી દયાનન્દે ભાગવતના નામથી લખી મોટી ટીકા કરી છે. જ્યારે સનાતન ધર્મના પંડિતોએ એ વાક્ય ભાગવતમાં છેજ નહિ એમ જણાવ્યું ત્યારે તેમના ચેલાઓએ સત્યાર્થ પ્રકાશની ચોથી આવૃત્તિમાં લખ્યું છે કે ભાગવત સ્કંધ ૧૦ અધ્યાય ૩૯માના શ્લોકમાં रथेन वायुवेगेन છે. અને ભાગવત સ્કંધ ૧૦ અધ્યાય ૩૮ના શ્લોક ૨૪માં जगाम गोकुलंप्रति છે. અમે ભાગવત સ્કંધ ૧૦ના ૩૮મા અધ્યાયનો ૨૪મો શ્લોક જોયો પરંતુ जगाम गोकुलंप्रति એ વાક્ય અમને જડ્યું નહિં. હવે અમારે સ્વામી દયાનન્દ અને તેમના ચેલાને સત્યવાદી માનવા કે અસત્યવાદી ?

૪૩. પ્રકૃતિ અને જીવમાં ઇશ્વર વ્યાપક છે કે નહિ ? યદિ ના કહો તો ઇશ્વર સર્વ વ્યાપક નહિ રહે. યદિ હા કહો તો પ્રકૃતિ અને જીવ બન્ને પોલયુક્ત માનવાં પડશે.

પદાર્થ વિદ્યાથી સિદ્ધ થઈ ચૂક્યું છે કે પોલયુક્ત પદાર્થ હોય છે તે સાકાર સાવયવજ હોય છે. પ્રકૃતિ અને જીવને સાકાર સાવયવ માનવાથી અનેક આપત્તિ આવશે તેનું રક્ષણ હે આર્યસમાજી બંધુઓ! તમે કેવી રીતે કરી શકશો?

૪૪. સ્વામી દયાનન્દ કહે છે કે जन्मसे आंठवें महीनेमें बालकका सीमन्तोन्नयन संस्कार करे सुगन्धादि युक्त घृतादिका होम करे तत्पश्चात् संतानके कानमें पिता (वेदोऽसीति) अर्थात् तेरा नाम वेद है सुनाकर घृत और शहतको लेके सोनेकी शलाकासे जीभ पर (ओ३म्) अक्षर लिखकर मधु और घृतको उसी शलाकासे चटावे.

હવે હે આર્યસમાજી! અમારો પ્રશ્ન એ છે કે પિતા જન્મથી આઠમા મહિનામાં બાળકને કહે કે તારૂં નામ વેદ છે તે શું બાલક સમજી શકે છે? શું બાલકની બુદ્ધિ આઠ મહિનામાં એટલી બધી ખીલી જાય છે? સ્વામી દયાનન્દે આ યોગ્ય લખ્યું છે?

૪૫. બાલકની જીભપર ओ३म લખવાનું વેદના કયા મંત્રમાં લખ્યું છે તે કૃપા કરી આર્યસમાજી બંધુઓ અમને બતાવે.

૪૬. સત્યાર્થપ્રકાશ આવૃતિ ત્રીજી પૃ. ૨૭ પં. ૩માં સ્વામી દયાનન્દ કહે છે કે.–

धन्य वह माता है जो कि गर्भाधानसे लेकर जब तक पुरी विद्या नहोवे तब तक संतानोंको सुशील्ताका उपदेश करे. હવે અમારો પ્રશ્ન એ છે કે ગર્ભાધાન સમયે બાલકને માતા ઉપદેશ કેવી રીતે આપી શકશે? શું તે વખતે બાલક માતાની પાસે હોય છે? શું સ્વામી દયાનન્દની આ અવિદ્યા નથી?

૪૭. સત્યાર્થપ્રકાશ સમુલ્લાસ "આઠમાં દયાનન્દે પ્રકૃતિને અવિકારિણી કહી છે. હવે જે પ્રકૃતિ અવિકારિણી છે તે પરિણામ કેવી રીતે પામશે?

૪૮. સત્યાર્થ પ્રકાશ આવૃત્તિ ૩જી સમુલ્લાસ ૧૧માં દયાનન્દ કહે છે કે સ્ત્રી પુરુષના રજ વીર્યના સંયોગથી મનુષ્ય પેદા થાય છે. સમુલ્લાસ આઠમાં સ્વામીજી કહે છે કે આદિ સૃષ્ટિ મૈથુની હોતી નથી આ પરસ્પર વિરોધ છે કે નહિ? મૈથુન વગર આદિ સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઇ?

૪૯. સત્યાર્થ પ્રકાશમાં સ્વામી દયાનન્દ કહે છે કે ઉપસ્થેંદ્રિયનો સંયમ તેજ બ્રહ્મચર્ય છે. એક સ્થલે સ્વામી દયાનન્દ કહે છે કે राजाको योग्य है कि कन्या और लडकेको ब्रह्मचर्यमे रखके विद्वान् कराना હવે અમારો પ્રશ્ન એ છે કે કન્યામાં વીર્યનો છેજ નહિ કન્યા બ્રહ્મચર્ય કેવી રીતે પાળી શકશે? કન્યામાં વીર્યજ નથી તો વીર્ય નિરોધની આજ્ઞા આપવી એ શું હાસ્યજનક નથી?

૫૦. યજુર્વેદ ભાષ્ય આવૃત્તિ ૧માં સ્વામી દયાનન્દ કહે છે કે हे परमेश्वर सर्पको उत्पन्न कीजियें, હવે અમારો પ્રશ્ન એ છે કે સર્પને ઉત્પન્ન કરવાની પ્રાર્થના કેમ કરી છે? સર્પને ઉત્પન્ન કરવાનું કારણ શું?

૫૧. સત્યાર્થ પ્રકાશ સમુલ્લાસ સાતમાં દયાનન્દ કહે છે કે ઇશ્વરને ત્રિકાલદર્શી કહેવો એ મૂર્ખતાનું કામ છે અને ઋગ્વેદ ભાષ્ય ભૂમિકા આવૃતિ ૧માં સ્વામીજીએ ઇશ્વરને ત્રિકાલદર્શી કહ્યો છે. હે આર્ય સમાજી બંધુઓ! આ પરસ્પર વિરૂદ્ધતા નથી? આનો ઉત્તર તમે શું આપો છો. ?

૫૨ સ્વામીજી કહે છે કે प्रथम ईश्वरकि जिसके परमात्मादि नाम हैं और सच्चिदानन्दादि लक्षणयुक्त है जिसके गुण कर्म स्वभाव पवित्र है जो सर्वज्ञ निराकार सर्व व्यापक अजन्मा अनत सर्व शक्तिमान् दयालु न्यायकारी सर्व सृष्टिका कर्त्ता धर्त्ता हर्त्ता सब जीवोंका कर्मानुसार न्यायसे फलदाता आदि लक्षण युक्त है उसीको परमेश्वर मानता हूं.

હવે અમારો પ્રશ્ન એ છે કે જે ઇશ્વર નિરાકાર છે તેનાં ગુણકર્મ સ્વભાવ કેવી રીતે હોઈ શકે? કર્મનો સંબંધ ઇશ્વરને કેવી રીતે થયો? શું ચેતન અને જડનો સંયોગ સંબંધ થઇ શકે છે? જ્યારે ઇશ્વર સર્વ શક્તિમાન્ છે તો પછી

અવતાર લેતાં તેને કોણ રોકીશકે એમ છે ? નિરાકાર ઇશ્વરને સૃષ્ટિનો કર્ત્તા માનવો એ અવિદ્યાનુજ પરિણામ છે.

૫૩. સ્વામીજી કહે છે કે जो पक्षपात रहित न्याया चरण सत्यभाषणादियुक्त ईश्वराज्ञा वेदोंसे अविरुद्धहै उसको धर्म और जो अन्यायाचरण मिथ्या भाषणादि ईश्वराज्ञा भंग वेदविरुद्धहै उसको अधर्म मानता हूं.

સ્વામીજી જ્યારે મિથ્યા ભાષણાદિને અધર્મ માને છે. તો પછી સત્યાર્થ પ્રકાશમાં અનેક મિથ્યા વાતો કેમ લખી કાઢી છે?

૫૪. जो इच्छा द्वेष सुख दुःख ज्ञानादि गुणयुक्त अल्पज्ञ नित्य है उसीको जीव मानता हूं.

જીવ જ્યારે અનાદિ છે ત્યારે ઇચ્છા દ્વેષ સુખ દુઃખ વગેરે તેમાં કયાંથી આવ્યાં ? યાદિ કહોકે ઇચ્છા દ્વેષ સુખ દુઃખાદિ અનાદિ છે તો પછી ત્રણ વસ્તુ અનાદિ છે એ તમારો પક્ષ ઉડી ગયો કે નહીં ? જે અલ્પજ્ઞ છે તેનામાં જ્ઞાનાદિ ગુણ કેવી રીતે હોઇ શકે ?

૫૫. સ્વામી દયાનન્દે નમસ્તેની પરિપાટી ચલાવી છે તે કયા વેદના કયા મંત્રમાં છે. શું સ્વામી દયાનન્દની આ કપોલ કલ્પિત રીતિ નથી ?

૫૬. સ્વામીજીએ સ્ત્રીઓને ગાયત્રી ભણવાનો અધિકાર આપ્યો છે, પરંતુ સ્ત્રીઓને યજ્ઞોપવિત સંસ્કાર આપવામાં આવતો નથી તો પછી ગાયત્રી કેવી રીતે ભણી શકે?

૫૭. સ્વામીજી કહે છે કે नौ वर्षके आरंभमें द्विज अपने संतानोंका उपनयन करके आर्यकुलमें अर्थात् जहां पूर्ण विद्वान् और पूर्ण विदुषी स्त्री शिक्षा और विद्या दान करनेवाली हों वहां लडके और लडकियोंको भेज दे और शूद्रादिवर्ण उपनयन किये विना विद्याभ्यासके लिये गुरुकुलमें भेज दें.

હે ભાઇ આર્યસમાજી ! શું અત્રે સ્વામી દયાનન્દે જન્મથી જાતિ માની લીધી નથી ? જ્યારે સ્વામી દયાનન્દજી આ પ્રમાણે લખે છે ત્યારે પછી ગુણકર્મથી જાતિ માનવાનું કારણ શું ?

૫૮. મંત્ર, બ્રાહ્મણ, ઉપનિષદ્ તરફ જ્યારે દૃષ્ટિ નાખવામાં આવે છે. ત્યારે પ્રથમ બ્રહ્મા ઉત્પન્ન થયા એવું જણાય છે, પરંતુ સ્વામી દયાનન્દ કહે છે કે અગ્નિ, વાયુ વગેરે ચાર ઋષિઓ ઉત્પન્ન થયા. શું સ્વામીજીની આ માન્યતા મિથ્યા નથી ?

૫૯. ब्रह्मादेवानां प्रथमः सम्बभूव विश्वस्य कर्त्ता भूवनस्य गोप्ता

વગેરે પ્રમાણોથી બ્રહ્મા સૌથી પ્રથમ ઉત્પન્ન થયા એવું શું સિદ્ધ થતું નથી ?

૬૦. પતિ એજ સ્ત્રીનું દૈવત છે. પતિ કાણો હોય, લૂલો હોય, લંગડો હોય, મૂર્ખ હોય, પાપી હોય, નપુંસક હોય, કામી હોય, ક્રોધી હોય, લોભી હોય, પરંતુ સ્ત્રીએ તેને ઇશ્વર સમાન ગણવો એજ સત્યધર્મ છે. પરંતુ સ્વામી દયાનન્દે સ્ત્રીને અગિયાર પતિ કરવાની આજ્ઞા આપી છે. શું આનું નામ ધર્મનું રક્ષણ છે ? શું આ મોટો અધર્મ નથી ? શું આથી પતિવ્રતા ધર્મનો નાશ નહીં થશે ?

૬૧. નિયોગ જેવા ધિક્કારવા યોગ્ય વિષયને માન આપી તેના પ્રચાર માટે પ્રયત્ન કરવો તેના કરતાં લઘુવયથી સ્ત્રીને ધાર્મિક શિક્ષણ આપી તેનું કલ્યાણ કરવું એ શું શ્રેષ્ઠ માર્ગ નથી ?

૬૨. ઉપભોગથી વિષયની કદી પણ શાન્તિ થતી નથી, પરંતુ અગ્નિમાં ઘૃત નાખવાથી જેમ તેની વૃદ્ધિ થતી જાય છે તેમ વૃદ્ધિ થતી જાય છે, તસ્માત્ મુક્તિનો માર્ગ બતાવી સ્ત્રીઓનું પરમ કલ્યાણ કરવાનો માર્ગ તમને કેમ અપ્રિય લાગે છે ?

૬૩. એકવાર જેનું દાન અપાઈ ગયું છે તેનો પુનર્વિવાહ કેવી રીતે થઇ શકે ?

૬૪. સંસારમાં સાચું સુખજ નથી તો પછી નકામાં ફાંફાં મારી પતિવ્રતા ધર્મનું સત્યાનાશ વાળવાનું તમને મન કેમ થાય છે ?

૬૫ શ્રાદ્ધ, તીર્થ મૂર્તિપૂજા, અવતાર, પતિવ્રતા ધર્મ વગેરેનો તિરસ્કાર કરી મહા અધર્મને માન આપવાથી તમને કયા લાભની પ્રાપ્તિ થશે ?

૬૬. પૂજ્યપાદ શંકરાચાર્યને વિષ દીધું અને તેથી તેનું મૃત્યુ થયું એ મહા મિથ્યા વાત સ્વામી દયાનન્દે લખી છે. શું આથી તેઓશ્રીએ મોટો અપરાધ કર્યો નથી ?

૬૭. સ્વામી દયાનન્દ કહે છે કે ગર્ભિણી સ્ત્રીથી ના રહેવાય તો પર પુરૂષ સાથે ભોગ ભોગવે. શું આનું નામ વિદ્વત્તા છે ? ગર્ભિણી સ્ત્રીને આવી રીતે આજ્ઞા આપવી એ શું મહા અધર્મ નથી ? ગર્ભિણી સ્ત્રી બીજા ગર્ભને કેવી રીતે ધારણ કરશે ?

૬૮. સ્વામી દયાનન્દ કહે છે કે પતિ પરદેશ ગયો હોય તો અમુક સમય સૂધી રાહ જોઇ બીજા પુરૂષથી સંતાનની ઉત્પત્તિ કરી લે. પરદેશથી પતિ પાછો આવે ત્યારે પેલો નિયુક્ત પતિ છૂટી જાય. કહો હવે સ્વામીજીની વિદ્વત્તા ઉપર શોક થાય કે નહિ ? શું આ વેદધર્મનો પ્રચાર છે ? ધર્મને લાત મારી ઉખેડી નાખવાનો આ પ્રયત્ન નથી ?

૬૯. તમે સ્વામી દયાનન્દને મહર્ષિ કહો છો તો બ્રહ્મચારી મહર્ષિને આવી અધર્મથી ભરેલી વાત લખવાનું પ્રયોજન શું ?

૭૦. પ્રથમ સત્યાર્થ પ્રકાશમાં સ્વામીજી માંસથી હોમ કરવાનું લખે છે. શું સ્વામીજીની આ મોટી નિર્દયતા નથી ?

૭૧. દાહકર્મ અર્ધ મણ ઘીથી કરવું, નહિતર શબને જંગલમાં ફેંકી દેવું એવું સ્વામી દયાનન્દજી લખે છે. હવે અમારો પ્રશ્ન એ છે કે આ આજ્ઞા વેદના કયા મંત્રમાં લખી છે ? યદિ વેદમાંથી ના બતાવી શકો તો સ્વામીજીની આજ્ઞા વેદ વિરુદ્ધ કેમ નથી ?

૭૨. યદિ સ્વામીજીનો મતવેદ છે તો જે સોળ સંસ્કાર સ્વામી દયાનન્દે સંસ્કાર વિધિમાં લખ્યા છે તે અમને કોઇ આર્યસમાજી વેદમાંથી બતાવશે તો મોટો ઉપકાર થશે.

૭૩. परंतु जो कोइ बुद्धिमान उनकी भेंट पांच जूना दंडा वा चपेटा लातें, मारे उसके हनुमान देवी भाग जाते है.

હવે અમારો પ્રશ્ન એટલોજ છે કે એક સંન્યાસી મહાત્માને આવા શબ્દો વાપરવા ઉચિત છે ? શું આનું નામ ક્રોધ નથી ? શું ક્રોધી મનુષ્ય કદીપણ તત્ત્વ વસ્તુનો અધિકારી થાય છે ? શું શાસ્ત્રમાં ક્રોધને નરકનું દ્વાર કહ્યું નથી ?

૭૪. યજુર્વેદના ભાષ્યના અધ્યાય ૯ મંત્ર ૧૪ના અર્થમાં સ્વામીજી કહે છે કે ગુરૂ શિષ્ય પાયુને શુદ્ધ કરે. આહા ! આનું નામ વેદ ભાષ્ય છે ? શું સંન્યાસીને આમ લખવું ઉચિત છે ? શું તત્ત્વવેત્તા મહર્ષિ આવી ક્ષુલ્લુક વસ્તુપર પોતાનું લક્ષ દોડાવે છે ? શું આજ વિદ્વત્તા ઉપર સ્વામી દયાનન્દે સાયણ મહીધર વગેરે ભાષ્યકારોને હસી કાઢયા છે ?

૭૫. યજુર્વેદ અધ્યાય ૧૩ મંત્ર ૪૯માં સ્વામીજી નીલ ગાય આદિ પશુઓને મારવાની આજ્ઞા આપે છે હવે અમારો પ્રશ્ન એ છે કે દયાનન્દજીએ આ મોટી હિંસા બતાવી નથી ? શું હિંસા કરવી એ મહા પાપ નથી ? જેવી રીતે આપણો પ્રાણ આપણને પ્રિય હોય છે તેવી રીતે અન્યને પોતાનો પ્રાણ પ્રિય હોતો નથી ? अहिंसा परमो धर्मः એ વાકયની દયાનન્દને કેમ વિસ્મૃતિ થઈ ?

૭૬ યજુર્વેદ અધ્યાય ૧૫ મંત્ર પાંચમાં સ્વામીજી કહે છે કે સ્રી અવિનાશી સુખ આપવાવાળી છે. શું કોઇ પણ શાસ્રમાં સ્રી અવિનાશી સુખ આપવાવાળી છે એમ લખ્યું છે ? શ્રુતિ કહે છે કે योवैभूमातत्सुखनाल्पे सुखमस्ति भूमैव सुखं કહો હવે સ્વામી દયાનન્દની વિદ્વત્તા ઉપર અમને ખેદ થાય કે નહિ ?

૭૭. યજુર્વેદ અધ્યાય ૧૪ મંત્ર ૮માં સ્વામીજી કહે છે કે स्त्री पतिसे कहे और पति स्त्रीसे कहे कि तु मेरे नाभिके नीचे गुह्येन्द्रिय मार्गसे निकलने वाले अपान वायुकी रक्षाकर શું આનું નામ ભાષ્ય છે ? શું આવા ભાષ્યથી સ્વામી દયાનન્દ વિદ્વાન હતા એમ કોઈ કહી શકશે ? શું અપાન વાયુનું કદી રક્ષણ થઇ શકે છે ?

૭૮. યજુર્વેદ અધ્યાય ૧૯ મંત્ર ૨૦માં સ્વામી દયાનન્દજી નિજ શિષ્યોને આજ્ઞા કરે છે કે तुम पशुओंको मारकर खाजावो શું સ્વામીજીની આ આજ્ઞા યથાર્થ છે ? શું સ્વામીજીની નિર્દયતા આથી સ્પષ્ટ જણાતી નથી ? આનું નામ ધર્મનું રક્ષણ છે કે ભક્ષણ ?

૭૯. અધ્યાય ૨૮ મંત્ર ૩૨માં સ્વામીજી કહે છે કે जैसे बैल गौओंको गाभिन करके बढाता है वैसीही गृहस्थ लोग स्त्रीयोंको गर्भवती कर प्रजाको बढावे શું સ્વામીજીએ આ સત્ય લખ્યું છે ? શું આથી ધર્મનું રક્ષણ થઈ શકશે ? વૈદિક ધર્મને જડ મૂળથી ઉખેડી નાખવાનો માર્ગ સ્વામી દયાનન્દે ગ્રહણ કર્યો નથી?

૮૦ અધ્યાય ૧૫ મંત્ર ૬૩ના ભાવાર્થમાં સ્વામીજી કહે છે કે कन्याओंकी पुरुष और पुरुषोंकी कन्या परीक्षा कर अत्यंत प्रीतिके साथ चित्तसे परसस्पर आकर्षित होकर विवाहकरे

હે ભાઇ આર્ય સમાજી ! આનું નામ વૈદિક ધર્મ છે ? શું આજ વિદ્વત્તાથી તમે સ્વામી દયાનન્દને મહર્ષિ કહોછો !

૮૧. સંન્યાસી એ બ્રહ્મ સંબંધીજ વિચાર કરવા જોઇએ છતાં સ્વામીજી સંસારના માયિક પદાર્થમાં શા માટે ગુંથાઈ ગયા ?

૮૨. અધ્યાય ૧૯ મંત્ર ૮૮ના ભાવાર્થમાં સ્વામીજી કહે છે કે स्त्री पुरुष गर्भाधानके समय परस्पर मिलकर प्रेमसे पुरितहो मुखसे साथ मुख आंखके साथ आंख मनके साथ मन शरीरके साथ शरीरका अनुसंधान करके गर्भको धारण करे जिससे कुरूप और वक्रांग संतान नहो હે બંધુ આર્યસમાજી ! શું સંન્યાસીને આવું લખવું ઉચિત છે ? શું જેણે સંસારનો ત્યાગ કર્યો છે તેણે આવી ધિક્કારવા યોગ્ય વાતને માન આપવું જોઇએ ? શું આવો લેખ વાંચી સુજ્ઞ મનુષ્યનું હૃદય કંપિત થયા વિના રહેશે ?

૮૩ સન ૧૮૮૪ના સત્યાર્થ પ્રકાશમાં સ્વામીજી કહે છે કે जिनकोतुम बुतपरस्त समझतेहो वेभी उनमूर्ती को ईश्वर नहीं समझते किन्तु उनके सामने परमेश्वर की भक्ति करते हैं આવી રીતે જ્યારે સ્વામી દયાનન્દે મુસલમાનભાઇઓને

ઉત્તર આપ્યો છે તો પછી મૂર્તિપૂજાની પેટભરી નિંદા શા માટે કરી છે ?

૮૪ સત્યાર્થ પ્રકાશમાં સ્વામીજી કહે છે કે आचमनसे कंठस्थ कफ और पित्तकी निवृत्ति थोडीसी होती है જ્યારે આચમનથી કફની નિવૃત્તિ થઇ જાય છે ત્યારે આર્યસમાજી બંધુઓને ડૉકટરની દવા લેવાની જરૂર તો નથી કેની ?

૮૫ સ્વામીજીએ પ્રથમ સત્યાર્થપ્રકાશમાં મૃતક શ્રાદ્ધ લખી બીજા સત્યાર્થ પ્રકાશમાં જીવિત શ્રાદ્ધ કેમ લખ્યું છે ? યદિ કહો કે પ્રથમ સત્યાર્થપ્રકાશમાં છાપાની અશુદ્ધિ હતી તો એ તમારૂ કહેવું ચાલી શકે એમ નથી કારણ કે આખું પ્રકરણ છાપાની અશુદ્ધિકદીપણ કહી શકાય નહિ. શું વેદના પુસ્તકપર હાથ મૂકી તમે એમ કહો છો કે એતો છાપાની અશુદ્ધિ છે ?

૮૬ સ્વામીજી કહે છે કે હવનથી વાયુની શુદ્ધિ થાય છે. હવે અમારો પ્રશ્ન એ છે કે શું સ્વામીજીનું આ કહેવું વેદ સ્મૃતિ વગેરેથી વિરૂદ્ધ નથી ?

૮૭ સત્યાર્થ પ્રકાશમાં એક સ્થલે સ્વામીજી કહેછે કે और जहां कहीं निषेध है उसका यह अभिप्राय है कि जिसको पढने पढानेसे कुछभी न आवे वोह निर्बुद्धि और मूर्ख हो नेसे शूद्र कहाता है उसको पढना पढाना व्यर्थ है

અન્ય સ્થલે સ્વામીજી કહે છે કે શૂદ્રાદિવર્ણ उपनयन किये बिना विद्याभ्यासके लिये गुरुकुलमें भेजदे સ્વામીજી કહે છે કે જે મૂર્ખ છે તે શૂદ્ર. તેને ભણવું અને ભણાવવું વ્યર્થ છે. હવે જ્યારે મૂર્ખને શૂદ્ર કહેવામાં આવે છે ત્યારે સ્વામીજીએ વિદ્યાભ્યાસને માટે આજ્ઞા શા માટે આપી છે? શું સ્વામીજીની આ મોટી ભુલ નથી?

૮૮. સત્યાર્થ પ્રકાશમાં સ્વામીજી પોતેજ કહે છે કે, क्या स्त्री शूद्रभी वेद पढे जो पढेंगे तो फिर हम क्या करेंगे और फिर इनको पढनेका प्रमाण भी नहीं है. जैसा यह निषेध है कि—स्त्री शूद्रौ ना धीयाताम् इति श्रुतेः स्त्री और शूद्र न पढें यह श्रुति है. ઉત્તર સ્વામી નીચે આપે છે. सब स्त्री और मनुष्य मात्रको पढनेका अधिकार है तुम कुआमे पड़ों तुम्हारी श्रुति कपोल कल्पनासे हुइ है. હવે અમારો પ્રશ્ન એ છે કે तुम कुआमें पडो એ શું સ્વામીજીની સભ્યતા છે? શું કામ ક્રોધાદિક ભયંકર શત્રુઓ જેની રગેરગમાં નૃત્ય કરતા હોય તેને કદિ મહર્ષિ કહી શકાય?

૮૯. જે મોટા મોટા ઋષિઓ થઇ ગયા કે જેઓના [illegible]થી અત્યુત્તમ લાભની પ્રાપ્તિ થાય છે તેમાં શંકા

ઉઠાવી સ્વામીજી કહે છે કે इनमें जो जो वेद विरुद्ध प्रतित होवे उस उसको छोडदेना. શું મોટા ઋષિઓ પણ વેદ વિરૂદ્ધ લખી ગયા છે ? શું સ્વામીજીનું આ મોટું નાસ્તિકપણું નથી ? શું એક દયાનન્દજીજ જ્ઞાની હતા ? શું માત્ર વેદનું રહસ્ય એઓ શ્રીજ સમજ્યા હતા ?

૯૦. સ્વામીજી કહે છે કે जैसे अत्युत्तम अन्न विषसे संयुक्त होनेसे छोडने योग्य होता है वैसेही असत्यता मिश्रित ग्रंथ त्याज्य है.

હે આર્યસમાજી ! હવે અમારો પ્રશ્ન એ છે કે સત્યાર્થ પ્રકાશમાં સ્વામીજીએ અનેક મિથ્યા વાત લખી છે તો સ્વામીજીના કહેવા પ્રમાણે એ ગ્રંથને મિથ્યાર્થ પ્રકાશ કહી સમુદ્રમાં કેમ ફેંકી દેતા નથી ?

૯૧. સત્યાર્થપ્રકાશમાં સ્વામી દયાનન્દજીએ अत्र पूर्वं महादेवः प्रसादम करोद्विभुः सेतुबन्ध इति विख्यातम् એ થોડા શ્લોક વાલ્મિકી રામાયણમાંથી લખી તેનો ખરો અર્થ ઉડાવી દઇ ઇચ્છા મુજબ અર્થ કરી ભોળા લોકોને શા માટે છેતર્યા છે ? પૂરેપૂરો શ્લોક લખતાં સ્વામીજી કેમ અટકી ગયા ?

૯૨. अन्यमिच्छस्व सुभगे पतिंमत् એ થોડા મંત્ર લખી અગાડી પછાડીની વાત છૂપાવી સ્વામીજીએદરેક સ્ત્રીને

અન્ય પતિ કરવાની આજ્ઞા આપી છે એ શું કેવલ અસત્ય નથી ? શું આખા મંત્રમાં ભાઇબેનનો સંવાદ નથી ? હે આર્યસમાજી ! આ વખતે સાયણ ભાષ્ય ક્યાં ઉડી ગયું ?

૯૩. પંચમહાયજ્ઞ વિધિમાં સ્વામીજી લખે છે કે उखल मूसलके पास एक ग्रास धरे. હવે અમારો પ્રશ્ન એ છે કે ઉખલ મૂસલની પાસે એક ગ્રાસ ધરવાનું શું પ્રયોજન ? શું જડ વસ્તુમાં તે ગ્રહણ કરવાની શકિત છે ? આવી રીતે જડ વસ્તુપાસે સ્વામીજી ગ્રાસ ધરાવે છે. અને મૂર્તિપૂજા પર મહાકટાક્ષ કરે છે એ શું સ્વામીજીની ઇર્ષ્યા નથી ?

૯૪. સ્વામીજીએ સંધ્યામાં નાભિને ઇંદ્રિય લખી છે હવે અમારો પ્રશ્ન એ છે કે નાભિ એ ઇંદ્રિય છે એ વેદના કયા મંત્રમાં લખ્યું છે ? કૃપા કરી કોઇ આર્યસમાજી અમને બતાવશે ?

૯૫. ततो मनुष्या अजायन्त. એ વાકય સ્વામીજીએ યજુર્વેદના નામથી લખ્યું છે. કોઇ પણ આર્યસમાજી યજુર્વેદ સંહિતામાંથી અમને એ વાકય બતાવી આપશે તો રૂ. ૧૦૦ નું ઇનામ આપવામાં આવશે.

૯૬. સ્વામીજીએ સત્યાર્થ પ્રકાશમાં લખ્યું છે કે રઘુવંશ, માઘ, કીરતાર્જુનીય, યોગવાસિષ્ઠ, પંચદશી વગેરે જાલ ગ્રંથો છે.

શું સ્વામીજીની આ મહા અજ્ઞાનતા નથી ? યોગવાસિષ્ઠાદિને જાલ ગ્રંથો કહેવામાં સ્વામીજીની કેવલ ઈર્ષ્યાજ છે.

૯૭. સંસ્કાર વિધિમાં સ્વામી દયાનન્દજી લખે છે કે शिवोनामासि मंत्र पढके क्षुरेको दहिने हाथमां लेवे और क्षुरेसे कहेकि हे क्षुरा तेरा नाम शिव है तेरे पिताका नाम स्वाधिति है तुझको नमस्ते करते है तु मुझे मत मारियो. ક્ષુરાને નમસ્તે કરવાનું શું પ્રયોજન છે ? હવે અમારે સ્વામી દયાનન્દજીને ચેતનના પૂજારી કહેવા કે જડના ? ક્ષુરાને નમસ્તે કરવાથી કયા લાભની પ્રાપ્તિ થાય છે? શું આર્યસમાજી બંધુઓ ક્ષુરાને નિરંતર નમસ્તે કરે છે?

૯૮. પૂતનાના શરીરનું વર્ણન સ્વામી દયાનન્દે ભાગવતના નામથી આપ્યું છે તે વાત ભાગવતમાં છેજ નહિ. આવી અસત્ય વાત લખી સ્વામીજીએ અજ્ઞ મનુષ્યોને શા માટે ઠગ્યા છે ?

૯૯. યજુર્વેદ ભાષ્ય અધ્યાય ૫ મંત્ર ૬ માં સ્વામીજી કહે છે કે जगदीश्वर मैं ओर आप पढने पढाने हारे दोनो प्रीतिके साथ वर्तन कर विद्वान् धार्मिक हों कि जिससे दोनोकी विद्या वृद्धि सदा होवे આહા ! સ્વામીજીની આ તે

કેવી લીલા ? શું ઇશ્વરને પણ વિદ્વાન્ અને ધાર્મિક થવાની ઇચ્છા છે ? શું ઇશ્વર વિદ્યાભ્યાસ કરીને વિદ્વાન્ થયો છે ?

૧૦૦. અધ્યાય, ૫ મંત્ર ૩૨ના પદાર્થમાં સ્વામીજી કહેછે કે हे जगदीश्वर जिस कारण आप सुख दुःख सहन करने और कराने वाले हो હે આર્યસમાજી ! શું ઇશ્વર પણ સુખ દુઃખ સહન કરે છે ? જ્યારે ઇશ્વર પણ સુખ દુ:ખ સહન કરે છે, ત્યારે ઇશ્વર અને સાધારણ મનુષ્યમાં ફેર શો રહ્યો ? શું આનો સીધો ઉત્તર તમે સાત લાખ જન્મમાં પણ આપી શકો એમ છે ?

૧૦૧. અધ્યાય.૨૧ મંત્ર ૪૩ના પદાર્થમાં સ્વામીજી કહે છે કે बकरा आदि पशुओंके बीचसेलेने योग्य पदार्थका चिकना भाग अथात् घीदूध आदि હે ભાઇ આર્યસમાજી ! શું બકરો પણ ઘી દૂધ આપે છે ? શું આજ વિદ્વત્તા ઉપર સ્વામીજીએ વેદભાષ્ય કર્યું છે ? બુદ્ધિ તે આનું નામ !

૧૦૨ विविधानि च रत्नानि विविक्तेषुपपादयेत् આ શ્લોક મનુસ્મૃતિના નામથી સ્વામીજીએ લખ્યો છે. આ શ્લોક કોઇ આર્યસમાજી બંધુ મનુસ્મૃતિમાંથી બતાવી આપશે ? શું સંન્યાસીને ધન લેવાનો અધિકાર છે ? શું ધનની તૃષ્ણાથી સ્વામીજી ઘેરાયા નહોતા ?

૧૦૩. હે આર્યસમાજી ! મહાભારતમાં કહ્યું છે કે अष्टादश पुराणानि कृत्वा सत्यवती सुतः पश्चाद्भारतमाख्यानं चक्रे तदुपबृंहितम् હવે જ્યારે મહાભારતમાં પુરાણો પૂજ્યપાદ વ્યાસ મહાત્માએ રચ્યાં એવો લેખ છે તો પછી પુરાણો આધુનિક છે એમ કહેવું એ મહા અજ્ઞાનતા નથી ? આ શ્લોકને ક્ષેપક કહ્યા વિના તમારાથી છટકી શકાય એમ છે?

૧૦૪. સત્યાર્થ પ્રકાશમાં સ્વામીજી લખે છે કે जिन्होंने गुडधी, पिसान साग फलफूल खाया उन्होंने सब जगत्के हाथका खाया उन्होंने और उच्छिष्ट खाया હવે અમારો પ્રશ્ન એ છે કે સ્વામીજી ઘી વગેરે પદાર્થો ખાતા હતા કે નહિ ? યદિના કહોતો સ્વામીજી શું ખાતા હતા તે બતાવો. યદિ હા કહો તો સ્વામીજી ઉચ્છિષ્ટ ખાનારા ઠર્યા કે નહી ?

૧૦૫. સત્યાર્થ પ્રકાશમાં સ્વામીજી લખે છે કે तुम्हारा मतक्या है ( उत्तर ) हमारा मतवेद है जो जो वेदमे करने और छोडनेकी शिक्षाकी है उसउसका हम यथावत् करना छोडना मानते है જ્યારે સ્વામીજીનો મત વેદ છે તો પછી સત્યાર્થ પ્રકાશમાં બીજા ગ્રંથોનો આધાર શા માટે લીધો છે ? જે ઋષિઓના ગ્રંથોમાં પણ વેદ

વિરૂદ્ધ લેખ હોવાની સ્વામીજી શંકા કરે છે તે ઋષિઓના ગ્રંથનો આધાર સ્વામીજીએ લીધો નથી ?

૧૦૬. જે ગ્રન્થમાં પરસ્પર વિરૂદ્ધતા હોય છે તેને સ્વામીજી ધિક્કારે છે તો પછી પોતાનાજ ગ્રન્થોમાં પરસ્પર વિરૂદ્ધ લેખ કેમ લખ્યા છે ?

૧૦૭. મૂર્તિપૂજકોને સ્વામી દયાનન્દજીએ ગધેડાની ઉપમા આપી છે. પરંતુ સ્વામીજીના પિતા પણ મૂર્તિપૂજક હતા. હવે સ્વામીજીએ દીધેલી ગાળ એમના પિતાને લાગી કે નહિ ? પિતાને ગાળ દેનાર પુત્ર કેવો કહેવાય ?

૧૦૮. મહાદેવના ઉપર ઉંદરો દોડયા તેથી સ્વામીજીની શ્રદ્ધા મૂર્તિપૂજા ઉપરથી ઉઠી ગઇ પરંતુ જૈનો વગેરે નિરાકાર ઇશ્વરને માનતા નથી તથા તર્કથી ખંડન કરે છે. તો પછી તેનાપરથી સ્વામીજીની શ્રદ્ધા કેમ ન ઉઠી ગઇ ? શું અન્યના મિથ્યા તર્કથી ઇશ્વરને કાંઇ હાનિ થાય છે ? શું શરીર જ્વર વગેરેથી પીડાય છે તેથી ચેતન પણ પીડાય છે ?

૧૦૯. શાસ્ત્ર કારોએ લખ્યું છે કે નિંદા કરવી એ મહા-પાપ છે તો પછી સ્વામી દયાનન્દે સત્યાર્થ પ્રકાશમાં બીજા ધર્મોની પેટભરી નિંદા કેમ કરી છે ?

૧૧૦ જ્યારે મહાભારતને રામાયણમાંથી ફાવતું આવે તેટલું ગ્રહણ કરી અન્યને ક્ષેપક કહી છોડીદો છો તો પછી

પુરાણોએ તમારૂં શું બગાડ્યું છે ? શું પુરાણમાં તમને બધી વાત નઠારી લાગે છે ?

૧૧૧. શું સ્વામીજીએ સત્યાર્થ પ્રકાશમાં અનેક સ્થલે ઠોકર ખાધી નથી ? શું તમે વેદનું પુસ્તક હાથમાં લઈ એમ કહો છો કે સત્યાર્થ પ્રકાશ દોષ રહિત છે ?

૧૧૨ ગણેશાદિ ઈશ્વરનાં નામ છે એમ સત્યાર્થ પ્રકાશમાં સ્વામીજી કહે છે તો પછી હરિ નામ ઉપર સ્વામીજીને શત્રુતા કેમ છે ?

૧૧૩. જે પરસ્પર વિરૂદ્ધ લેખ લખે તે જ્ઞાની કહેવાય કે અજ્ઞાની ? યદિ કહો કે અજ્ઞાની તો પરસ્પર વિરૂદ્ધ લખનાર સ્વામી દયાનન્દને તમે જ્ઞાની કહેશો કે અજ્ઞાની ? યદિ કહો કે સ્વામી દયાનન્દ પરસ્પર વિરૂદ્ધ લેખ લખનાર નથી તો અમારો શાસ્ત્રાર્થને માટે ચેલેંજ છે.

૧૧૪. જે પિતાએ દયાનન્દજીને પાળી પોષી મોટા કર્યા તે પિતાની આજ્ઞા લીધા વિના છૂપી રીતે દયાનન્દજી ભાગી ગયા એ તેમનું કાર્ય ઉચિત કહેવાય કે અનુચિત કહેવાય ?

૧૧૫. સત્યાર્થ પ્રકાશમાં સ્ત્રી પુરૂષના સમાગમની જે રીતિ સ્વામી દયાનન્દે લખી છે તે શું મહા ધિક્કારવા યોગ્ય નથી ? સંન્યાસીએ તો હંમેશાં બ્રહ્માકાર વૃત્તિ રાખવાની છે. આવી ધિક્કારવા યોગ્ય વાત સ્વામી દયાનન્દે કેમ લખી છે ?

૧૧૬. સ્વામીજી ૪૮ વર્ષના પુરૂષનો ને ૨૫વર્ષની સ્ત્રીનો વિવાહ ઉત્તમ માને છે.. હવે સ્વામીજીની આ માન્યતા મનુસ્મૃતિ આદિથી વિરૂદ્ધ છે કે નહિ ?

૧૧૭. સ્વામી દયાનન્દજી કહે છે કે मुझको एक लाश दरयाके उपर वहती हुइ मिली में उसको पकडकर किनारे पर ले आया तब मैंने उसको एक तेज चाकुसे काटना प्रारंभ किया मैंने दिलको उसमेंसे निकाला और दिलको नाभिसे पसली तक काटा इसी तरह शिर और गरदनके भागकोभी काटकर अपने सामने रख लिया આહા ! સ્વામીજીનું આ કેવું અયોગ્ય કૃત ? શું આ સંન્યાસીનો ધર્મ છે ? શું સ્વામીજીએ આ એક ઘોર કૃત્ય કર્યું નથી? શું કોઇ પણ વિદ્વાન્ આ કૃત્ય યોગ્ય છે એમ કહેશે ?

૧૧૮ સ્વામીજી લખે છે કે जबमै भंगके नशेमें मदहोश और बेहोश हो कर बैठा हुआथा और घोर निद्रामे सोताथा तो मैने स्वप्नमें महादेव और पार्वती को देखा पार्वती महादेवजीसे कह रहीथी कि दयानन्दका विवाह हो जावे तो अच्छा है परन्तु महादेवने इसके विरुद्ध कहा और मेरी भंगकी तरफ इशारा किया अर्थात् भंगका जिक्रछेडा जब मैं जागा तो मुझे बडा दुःख और क्लेश हुआ.

હે આર્યસમાજી બંધુ! જે મનુષ્ય ભાંગનું સેવન કરે તેની વૃત્તિ ક્યાંથી ઠેકાણે રહે ? સ્વામીજીના મનમાં વિવાહની કામના રમી રહી હતી તેથીજ નિદ્રામાં શિવ પાર્વતીનો સંવાદ સાંભળ્યો. શિવજીએ વિવાહની ના કહી તેથી સ્વામીજીને ઘણું માઠું લાગ્યું. ઘોર નિદ્રા એ સુષુપ્તિ અવસ્થા છે ત્યાં સ્વપ્નુ કેવું ? શું આ સ્વામીજીની મોટી ભ્રાંતિ નથી ?

૧૧૯. ૧૮૭૫ના સત્યાર્થપ્રકાશમાં સ્વામીજી લખે છે કે कोइभी मांस न खाय तो जानवर पक्षी मत्स्य और जलजंतु जितनेहैं उनसे शत सहस्र गुने हो जाय फिर मनुष्योंको मारने लगें और खेतोंमें धान्य हीन होने पावे फिर सब मनुष्योंकी आजीविका नष्ट होनेसे सब मनुष्य नष्ट हो जाय પશુ પક્ષીઓને મરાવી માંસ ખાવાની રજા આપનાર સ્વામીજીના હૃદયને શાની ઉપમા આપવી ? શું જેણે સંસારનો ત્યાગ કર્યો છે એવા સંન્યાસીએ આવી વાત લખવી જોઇએ ? શું વેદ ભાષ્યના કર્તા આવા હોય ?

૧૨૦. સ્વામીજી લખે છે કે जो वंध्या गाय होती है उसको भी गोमेधमे मारना क्यों कि वंध्या गायसे दुग्ध और वत्सादिकों की उत्पत्ति नहीं होती. કહો હવે કંઈ બાકી રહ્યું? શું સ્વામીજીનું આ લખવું યથાર્થ છે? શું તમે આને માન આપશો ? હજી પણ તમે સ્વામીજીને મહર્ષિ કહેશો ?

૧૨૨. પૃષ્ટ ૩૯૯ માં સ્વામીજી લખે છે કેઃ—
पशुओकों मारनेमें थोडासा दुःख होता है परन्तु यज्ञमें चराचरका अत्यंत उपकार होता है. કહો હવે સ્વામીજીને કેટલું માન આપશો ? શું સ્વામીજીએ હિંસાધર્મને મોટું માન આપ્યું નથી ?

૧૨૩. સ્વામીજી કહે છે કે मैं एक भयानक जगहमें घूस गया और एक वृक्षकी नीचे पड रहा वहां दो पहाडी अपने एक सरदार सहित मुझको अपनि झोंपडियोमें बुलानेके लिये आये परंतु मैंने उसका भोजनादि सत्कार स्वीकार न किया क्योंकि वे सब मूर्त्तिपूजक थे. સ્વામીજીની આતે કેવી ઇર્ષ્યા? સ્વામીજીનાં માતપિતા પણ મૂર્ત્તિપૂજક હતા તેઓને પણ સ્વામીજીએ મોટું અપમાન આપ્યું. મૂર્ત્તિપૂજકોની આવી રીતે ઇર્ષ્યા કરવી એ શું મહાત્માનો ધર્મ છે ? સુખ, દુઃખ, હર્ષ શોક, માન, અપમાન, સુવર્ણ, કથિર વગેરેને જે સમાન ગણે તેજ જ્ઞાની છે એમ શાસ્ત્રકારો ડકો વગાડી કહે છે. શું જ્ઞાનીનું એક પણ લક્ષણ સ્વામીજીમાં હતું?

૨૨૪. સ્વામીજી યોગી હતા કે નહિ ? યદિ ના કહોતો તમે મહર્ષિ કેમ કહો છો? યદિ હા કહો તો તમારા સ્વામીજી રેલ્વેમાં મુસાફરી કેમ કરતા હતા ?

૧૨૫. સ્વામીજી કહે છે કે मातंग ऋषिचांडाल कुलसे ब्राह्मण हो गये थे શું સ્વામીજીનું આ લખવું કેવળ

અસત્ય નથી ? મતંગની કથા મહાભારતના અનુશાસન પર્વમાં છે. મતંગે બ્રાહ્મણપણું મેળવવાને બહુ તપશ્ચર્યા કરી પરંતુ તેને ઇંદ્રે આપ્યું નહીં. શું સ્વામીજીએ મહાભારતનું અવલોકન કર્યું હતું ? મતંગને બદલે માતંગનો પ્રયોગ કર્યો છે તે પણ અસત્ય છે.

૧૨૫ જે પોતે અસત્ય લખી બીજાને અસત્યને *માર્ગે ચલાવે તેને સ્વામીજી સેતાન કહે છે તો પછી પોતે અસત્ય શા માટે લખ્યું છે. ?

૧૨૬ જેવી રીતે કાષ્ઠનો હાથી તથા ચામડાનો મૃગ નામ માત્ર છે, તેવી રીતે નહિ ભણેલો બ્રાહ્મણ નામ માત્ર છે એમ મનુજી કહે છે. તો પછી નહીં ભણેલા બ્રાહ્મણને શૂદ્ર કહેવો અને ભણેલા શૂદ્રને બ્રાહ્મણ કહેવો એ સ્વામીજીની માન્યતા હાસ્ય જનક નથી ?

૧૨૭. સ્વામીજી સત્યાર્થ પ્રકાશમાં લખે છે કે और पगके सदृश मूर्खत्वादि गुण होनेसे शूद्र है હવે અમારો પ્રશ્ન એ છે કે પગમાં શું મૂર્ખત્વ છે ? કોઇ આર્યસમાજી અમને બતાવશે તો મોટો ઉપકાર થશે. અમને તો સ્વામીજીની બુદ્ધિ ઉપર બહુ શોક થાય છે.

૧૨૮. પરશુરામ, દ્રોણાચાર્ય વગેરે ક્ષત્રિયનાં કામ કરતા હતા છતાં બ્રાહ્મણજ કહેવાયા. શ્રીરામ, શ્રીકૃષ્ણ,

યુધિષ્ઠિર, જનક વગેરે મહાજ્ઞાની હતા છતાં ક્ષત્રિયજ કહેવાયા તો પછી ગુણ કર્મથી જાતિ છે એ તમારી માન્યતા કપોલ કલ્પિત કેમ નથી ?

૧૨૯ યદિ કહો કે વિશ્વામિત્ર ક્ષત્રિય જાતિમાંથી બ્રાહ્મણ થઇ ગયા તો તમારૂં કહેવું ચાલી શકે એમ નથી કારણકે વિશ્વામિત્રની ઉત્પત્તિ શાથી થઇ છે તે મહાભારત વાંચી ખાત્રી કરો. ઋચિકે બ્રહ્મતેજ મૂક્યું હતું તેમાંથી વિશ્વામિત્ર ઉત્પન્ન થયા છે. અભાવથી ભાવની ઉત્પત્તિ થતી નથી. જો વિશ્વામિત્રમાં પ્રથમથીજ બ્રહ્મ તેજ ન હોત તો તેને કદી પણ બ્રાહ્મણપણું પ્રાપ્ત થાત નહિ. વિશ્વામિત્રની પેઠે ૧૫૦૦૦ વર્ષ તપ કરો. બ્રહ્માનું વરદાન મેળવો. વસિષ્ઠ જેવા ઋષિને સંતોષ આપો. એમ કર્યા વિના તમારો કપોલ કલ્પિત મત માનશે કોણ ?

૧૩૦, સત્યાર્થ પ્રકાશમાં સ્વામીજી લખે છે કે कभी किसीकी निंदा न करे હવે અમારો પ્રશ્ન એ છે કે શું સ્વામીજીએ સત્યાર્થ પ્રકાશમા પેટ ભરીને નિંદા કરી નથી? પોતાના લખ્યા પ્રમાણે સ્વામીજી ચાલ્યા છે ?

૧૩૦ अग्नि र्देवता वातोदेवता सूर्योदेवता चन्द्रमा देवता वसवोदेवता रुद्रो देवताऽऽदित्यो देवता मरुतो देवता विश्वेदेवा देवता बृहस्पतिर्देवतेन्द्रो देवता वरुणो देवता એ પ્રમાણે

વેદમાં વિદ્વાનોથી દેવતાઓને પૃથક્ કહ્યા છે તો પછી વિદ્વાન્ એજ દેવતા છે. એ સ્વામીજીની માન્યતા ભૂલ ભરેલી નથી ? આનો સીધો ઉત્તર શું આપો છો ?

૧૩૨. સ્વામીજી લખે છે કે राज पुरुषोका काम है कि जो हानिकारक पशु वा मनुष्य हों उनको दंड देवे और प्राणसे विमुक्त करदें उनका मांस चाहे फेंकदे चाहे कुत्ते आदि मांस हारियोंको खिला देवें वा जलादेवें अथवा कोई मांसहारी खावे तो भी संसारकी कुछ हानि नहि होती किंतु उस मनुष्यका स्वभाव मांसाहारी होकर हिंसक हो सकता है મનુષ્યનું માંસ ખાવાની સ્વામીજી આજ્ઞા આપે છે એ તે સ્વામીજીનું કેવું પાંડિત્ય ? શું કોઈ સમજુ મનુષ્યને સ્વામીજીની આવી વિચિત્ર બુદ્ધિ ઉપર શોક થયા વગર રહેશે ?

૧૩૩ વેદના અનેક મંત્રોથી મૃતક શ્રાદ્ધ સિદ્ધ થાય છે તો પછી જીવિતનું શ્રાદ્ધ કરી નાંખવું એ શું હાસ્ય જનક નથી ?

૧૩૪. શ્રદ્ધાથી જે જે કર્મો કરવામાં આવે છે તે તે શ્રાદ્ધ છે તો શું લગ્ન વગેરે ક્રિયા અશ્રધ્ધાથી કરવામાં આવે છે શું તેને પણ શ્રાધ્ધ કહી દેશો ?

૧૩૫. પ્રાચીન સમયમાં જીવિત શ્રાદ્ધ કોણે અને

ક્યારે કર્યું છે તે શું પુષ્ટ પ્રમાણથી સિદ્ધ કરી બતાવશો ?

૧૩૬. यो वै ब्रह्माणं विदधाति पूर्वं એ ઉપનિષદ્ બ્રહ્મા પ્રથમ ઉત્પન્ન થયા એમ કહે છે, સ્વામીજી કહે છે કે जोसांगोपांग चारों वेदोंको पढाद्दो वोह ब्रह्मा है. શું સ્વામી-જીની આ મોટી ભૂલ નથી ?

૧૩૭. સ્વામીજી કહે છે કે जो ब्रह्माके पोते मरीचिवत् विद्वान् होकर पढावे उनके सदृश विदूषी स्त्री उनकी सेवा करनी ऋषिपितर्पण है. પહેલાં તો સ્વામીજી કહી ગયા છે કે સાંગોપાંગ ચાર વેદોને ભણાવે તે બ્રહ્મા છે. હવે સ્વામીજી અમુકને બ્રહ્મા માને છે. શું આ સ્વામીજીની બુધ્ધિની બલિહારી નથી ?

૧૩૮. સ્વામીજીની પ્રતિજ્ઞા હતી કે હું શતપથ પ્રમાણે અર્થ કરૂં છું. તો પછી અગ્નિષ્વાત્તાનો અર્થ એનજીન ડ્રાઈવર કયા કોશના આધારથી કીધો છે? શું આવા આવા વિચિત્ર અર્થ કરી સ્વામીજીએ વેદની હાંસી કરાવી નથી ?

૧૩૯. સોમસદ અગ્નિષ્વાત્તા ઈત્યાદિના જે કલ્પિત અર્થો સ્વામી દયાનન્દજીએ લખ્યા છે તે પ્રાચીન ગ્રંથમાંથી બતાવી આપવા કોઈ આર્યસમાજી હિંમત કરશે.

૧૪૦ સ્વામી દયાનન્દજી લખે છે કે हिरण्यकश्यपने एक लोहेका खंभा अग्निमें तपाके उससे बोला कि जो तेरा इष्टदेव राम सच्चा

हो तो तू इसको पकडनेसे न जलेगा प्रहलाद पकडनेको चला मनमें शंका हुइ जलनेसें बचूंगा वा नही. नारायणने उस खंभे पर छोटी छोटी चींटियोंकी पंक्ति चलाइ હવે આ વાત કોઈ પણ આર્યસમાજી ભાગવતમાંથી બતાવી આપશે તો આર્યસમાજ એ સત્ય ધર્મ છે એમ તેજ વખતે માન્ય કરવામાં આવશે ?

૧૪૧. સ્વામીજી લખે છે કે जानश्रुति शुद्रनेभी वेद रैक्य मुनिके पास पढाथा શું સ્વામીજીની આ મોટી ભૂલ નથી? પૂજ્યપાદ વ્યાસ મહાત્માએ જાનશ્રુતિ ક્ષત્રિય હતો એવું ઉત્તર મીમાંસામાં સિદ્ધ કર્યું નથી ? શું આ વખતે શંકરાચાર્યનું પણ નહીં માનો ?

૧૪૨. સ્વામીજી લખે છે કે जिसमें परस्पर विरोध हो वह कल्पित झूठा अधर्म अग्राह्यहै હવે સ્વામીજીના લખ્યા પ્રમાણે એઓશ્રીના ગ્રન્થો અગ્રાહ્ય કેમ નથી ? એમના ગ્રન્થોમાં પરસ્પર વિરૂદ્ધતા છે એ કયો વિદ્વાન જાણતો નથી?

૧૪૩ રામાયણ તથા મહાભારત જોવાથી મૃતક શ્રાદ્ધ સ્પષ્ટ સિદ્ધ થાય છે તો પછી જીવિતનું શ્રાદ્ધ કરી નાંખવું એ શું મહા અજ્ઞાનતા નથી ?

૧૪૪. શ્રાદ્ધ, તીર્થ, જન્મથી જાતિ, અવતાર, મૂર્તિપૂજા પતિવ્રતા ધર્મ વગેરેને ધિક્કારી કાઢી સ્વામીજીએ નિયોગ જેવા મહા અધર્મને માન આપ્યું છે એ શું યોગ્ય કર્યું છે?

૧૪૫. યદિ કહો કે સ્વામીજીએ નિયોગની આજ્ઞા આપી છે તે મનુસ્મૃતિના આધારે આપી છે તો તમને કહેવામાં આવે છે કે શું મનુએ નિયોગ લખી આ વેનરાજાથી ચાલ્યો છે અને તે અધર્મ છે એમ કહી તિરસ્કાર કર્યો નથી ? યદિ કહો કે વેનવાળો શ્લોક ક્ષેપક છે. તો અમે કહીએ છીએ કે આખું નિયોગનું પ્રકરણ ક્ષેપક છે બોલો હવે શું ઉત્તર આપોછો ?

૧૪૬. યદિ કહો કે મહાભારતમાં વ્યાસે નિયોગ કર્યો છે, પાંડુએ નિયોગ કરાવ્યો છે, તો તમારૂં એ કહેવું ટકી શકે એમ નથી. શું વ્યાસે સમાગમ કરી બીજાની પેઠે ધૃતરાષ્ટ્ર પાંડુ વગેરેની ઉત્પત્તિ કરી છે ? વ્યાસે કહ્યું કે તને અંધ પુત્ર થશે અને તેથી તે અંધજ થયો. શું આવી અલૌકિક શક્તિ કોઈ ધરાવે છે ? પાંડુનો દખલો આપો છો તે પણ અયોગ્ય છે. શું તમે દેવતાઓને માનો છો? યુધિષ્ઠિર ભીમ વગેરેને દેવતાઓએ ઉત્પન્ન કર્યા છે. શું આ વખતે દેવતાઓ માની બેઠા? યદિ કહો કે અમે માનતા નથી પરંતુ સનાતનીઓ માને છે તો તમને કહેવામાં આવે છે કે સનાતન ધર્મીઓ જેવી રીતે દેવતાઓ તથા મહર્ષિઓની અલૌકિક શક્તિ માને છે તેવી રીતે તમે માનો, પછી અમને પૂછવા આવો. જે યોગશક્તિ મહાત્માઓમાં હોય છે તે કામી પુરૂષોમાં હોઈ શકે છે ?

૧૪૭. દયાનન્દજીએ નિયોગને માટે જે પાંચ નિયમ લખ્યા છે તે કયા વેદના કયા મંત્રમાં છે તે કોઇ આર્યસમાજી બતાવશે તો મોટો ઉપકાર થશે. આવી મિથ્યા કલ્પના કરનારને મહર્ષિ કેવી રીતે કહી શકાય ?

૧૪૮. યજુર્વેદ અધ્યાય. ૧૪ મંત્ર ૯ ના ભાષ્યમાં સ્વામીજી કહે છે કે:-पीठसे बोझा उठानेवाले उट आदि के समान वैश्य. શું આનું નામ વેદ ભાષ્ય છે ? શું સ્વામીજીની આ સભ્યતા છે ? શું આથી વૈશ્યની લાગણી ખિન્ન નહિ થશે ? શું અન્યની લાગણી ખિન્ન કરવી એ મહા પાપ નથી ?

૧૪૯. યજુર્વેદ અધ્યાય. ૧૬ મંત્ર ૨૭. સ્વામીજી લખે છે કે:—आम्रआदि वृक्ष कटवादे વાહવાહ ! શી સરસ બુદ્ધિ! અહો ! જે આમ્રવૃક્ષથી મનુષ્યને મહાસુખની પ્રાપ્તિ થાય છે તેને કાપી નાખવાની સ્વામીજી આજ્ઞા આપે છે. વેદ ભાષ્ય તે આનું નામ ! હે આર્યસમાજી ? શું સ્વામીજીનું આ લખવું યથાર્થ છે ?

૧૫૦. યજુર્વેદ અધ્યાય. ૧૬ મંત્ર ૪૨ ના ભાષ્યમાં આર્યસમાજના મહર્ષિ દયાનન્દજી કહે છે કે तुमराजासे कहोकि सूअर के समान सोने वालेराजा આહા ! જે રાજાને માટે હિંદુઓએ પુષ્કળ ભક્તિ દર્શાવી છે, જે રાજાનું

વર્ણન બહુજ ઉત્તમ રીતે કરેલું છે, જે રાજાને સાક્ષાત્ ઇશ્વર સમાન ગણ્યો છે જે રાજાને માટે ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે કે नराणाञ्च नराधिपम् તે રાજાને આવી નઠારી ઉપમા આપતાં સ્વામીજી કેમ અચકાયા નહિ ? શું આ સ્વામીજીની સભ્યતા છે ?

૧૫૧. યજુર્વેદ અધ્યાય ૨૫ મંત્ર ૭ માં સ્વામીજી લખે છે કે अन्ध सापोंको गुदासे पकडा करो હે આર્યસમાજી બંધુઓ આ તે ભાષ્ય કહેવાય કે વેદની હાંસી કહેવાય ? શું આવું વિચિત્ર ભાષ્ય લખનાર દયાનન્દજીને તમે મહર્ષિ કહેશો ?

૧૫૨. યજુર્વેદ અધ્યાય ૩૭ મંત્ર ૯ માં સ્વામીજી કહે છે કે ईश्वर हमारे भाइयोंको घोडेकी लीदसे तपाता है આહા ! આ તે સ્વામીજીનું કેવું ભાષ્ય ? હે આર્યસમાજી બંધુઓ ! આજ વિદ્વત્તાથી તમે સ્વામીજીના ગુણુ ગાવા તત્પર થયા છો કે ?

૧૫૩. યજુર્વેદ અધ્યાય ૨૯ મંત્ર ૪૦ માં સ્ત્રીને સ્વામીજી માતા તુલ્ય લખે છે. શું સ્ત્રીને માતાની ઉપમા આપવી યથાર્થ છે ? હે આર્યસમાજી બંધુઓ, જરા વિચાર કરો. શું સ્વામીજીના આવા ભાષ્યથી તમને શોક થતો નથી ?

૧૫૪ સંસ્કાર વિધિ મુદ્રિત સંવત્ ૧૯૩૩ના પૃષ્ઠ ૧૧ માં સ્વામીજી કહે છે કે जो चाहे कि मेरा पुत्र पंडित सद्‌सद्विवेकि शत्रुओंको जीतनेवाला स्वयं जीतनेमें न आनेवाला युद्धमें गमन हर्ष और निर्भयता करनेवाला सब वेद-वेदाङ्ग विद्याका पढने और पढानेवाला तथा सर्वायुका भोगनेवाला होय वह मांस युकत भातको पकाके पूर्वोक्त घृतयुक्त खाय હે આર્યસમાજી બંધુઓ ? જુઓ તમારા સ્વામીજીએ માંસ ખાવાની આજ્ઞા આપી છે. શું આપણ પ્રેસની અશુદ્ધિ કહેશો ? શું આ કોઇએ ઘૂસાડી દીધું છે ?

૧૫૫. सकृत्कन्या प्रदीयते એવું મનુ મહારાજે લખ્યું છે તો પછી પુનર્વિવાહની પ્રશંસા કરી સદ્ધર્મને નષ્ટ કરવા તત્પર થવું એ શું મહા અધર્મ નથી ? શું મનુ મહારાજે પુનર્વિવાહ ધિક્કારી કાઢયો નથી ? શૂં પુનર્વિવાહ કરવાથી પતિવ્રતા ધર્મનો નાશ નહિ થશે ?

૧૫૬. प्रज्ञानं ब्रह्म, अहंब्रह्मास्मि, तत्त्वमसि, अयमात्मा ब्रह्म, सर्वं खल्विदंब्रह्म, एकमेवाद्वितीयम्, नेहनानास्तिकिंचन, मृत्योः समृत्यु माप्नोति, यइहनानेव पश्यति, इदं सर्वंयदयमात्मा तत्रको मोहः कः शोक एकत्वमनुपश्यतः, यत्रेहि द्वैतमीव भवति तदितर इतरंपश्यति ઇત્યાદિ શ્રુતિઓથી શ્રી શંકરાચાર્યના

અદ્વૈત વાદની સિદ્ધિ થાય છે તો પછી શ્રી શંકરાચાર્ય જેવા મહાત્માને પ્રચ્છન્ન બૌદ્ધ કહી તેમના અખંડિત મતને ખંડન કરવા તત્પર થવું એ શું ગગન કુસુમ પ્રાપ્ત કરવા જેવું મિથ્યા નથી ?

૧૫૭. सहस्रस्य प्रमासि सहस्रस्य प्रतिमासि ઇત્યાદિ વેદ મંત્રોથી મૂર્ત્તિપૂજા સિદ્ધ થાય છે તો પછી મૂર્ત્તિપૂજા પ્રાચીન નથી એતો જૈનોથી ચાલી છે એ કહેવું એ શું મોટી ભૂલ નથી ?

૧૫૮. જે સાયણને તમે માનતા નથી તેને વારંવાર શરણે જવું એ શું તમારા કપોલ કલ્પિત મતની નબળાઈ નથી ? શું સાયણ મૂર્તિને માનતો નહોતો ? ફાવતું આવે તે ગ્રહણ કરવું અને બાકીનું છોડી દઈ તેની નિંદા કરવા તત્પર થઇ જવું એ તે તમારો કેવો ન્યાય છે ?

૧૫૯. અન્યમાં અન્યની ભાવના કરવી એને તમે અવિદ્યા કહો છો તો પછી મલમૂત્ર, રૂધિર, મેદ, મજ્જા માંસ ઇત્યાદિ મહામલિન પદાર્થોથી બનેલા શરીરમાં તમે દેવ ભાવના શા માટે કરો છો ? શું તમારી આ મોટી અવિદ્યા નથી ?

૧૬૦ પ્રકાશ અને અંધકાર પરસ્પર વિરોધી છે તેમ જ્ઞાન અને કર્મ પરસ્પર વિરોધી છે. એ બેથી મુક્તિ

માનવી એ શું તમારૂં મોટું અજ્ઞાન નથી? રજ્જુમાં પ્રતીત થયેલો સર્પ જેમ રજ્જુના જ્ઞાનથીજ નષ્ટ થઇ જાય છે. પરંતુ અન્ય ક્રિયાથી થતો નથી તેમ બ્રહ્મમાં પ્રતીત થયેલું જગત બ્રહ્મના જ્ઞાનથીજ નષ્ટ થાય છે એ વૈદિક સિદ્ધાંતને તમે શા માટે માન આપતા નથી?

૧૬૧. દ્વૈત તો પ્રત્યક્ષ દેખાય છે અને તે એક નાદાન છોકરો પણ જાણે છે એમાં તે શ્રુતિ ભગવતીને શું કહેવું હતું? શ્રુતિ ભગવતી મહા કૃપાળુ છે અને તેણે અદ્વૈત બતાવી નિજ બાળકો ઉપર મહા ઉપકાર કર્યો છે છતાં દ્વૈતમાં ક્રિડા કરવા તત્પર થવું એ શું શ્રુતિ ભગવતીની આજ્ઞાનું ઉલ્લંઘન નથી?

૧૬૨. યદિ કહો કે અમે તો શ્રુતિના અર્થો દ્વૈતવાદપર લગાવીએ છીએ તો તમારૂં કહેવું ચાલી શકે એમ નથી. પ્રત્યક્ષ અર્થને છોડી મારી મચરડી ગમે તેવો અર્થ કરવો એ શું ભગવતી શ્રુતિનું મહા અપમાન નથી ?

૧૬૩. જે શંકરાચાર્યે પોતાની અલૌકિક બુદ્ધિથી વેદ ધર્મનું રક્ષણ કરી જન મંડલપર મહાન્ ઉપકાર કર્યો છે તે શંકરાચાર્યની નિંદા કરવા બેસી જવું એ શું અવિદ્યાનું પરિણામ નથી?

૧૬૪ પુરાણોના નામથી મિથ્યા વાતો જોડી કાઢી સ્વામીજીએ મિથ્યા નિંદા કરી છે એ શું સ્તુત્ય પગલું છે?

શું સ્વામીજીના આવા મિથ્યા લેખથી તમને ઘૃણા ઉત્પન્ન થતી નથી ? શું અસત્યને સત્ય ઠરાવવા પ્રયત્ન કરવો એ મહા અધર્મ નથી ?

૧૬૫. મનુ મહારાજ સાફ લખે છે કે યદિ યમરાજા સાથે તારો કાંઇ વિવાદ નથી યદિ તું ઠીક સત્ય બોલે છે, તો પાપની નિવૃત્તિને માટે ગંગાપર તથા કુરુક્ષેત્ર જવાની જરૂર નથી. શું આથી તીર્થની સિધ્ધિ થતી નથી ? શું મનુમહારાજનું કહેવું પણ તમે નહિ માનશો ? શું મહાત્મા મનુના શ્લોકને પણ ક્ષેપક કહી દેશો ? અથવા તો ગમે તેવો અર્થ ખેંચી કાઢશો ?

૧૬૬. इदं विष्णुर्विचक्रमे ઇત્યાદિ વેદના મંત્રથી સાફ અવતારની સિધ્ધિ થાય છે તો પછી વેદમાં અવતાર નથી એમ કહેવું એ શું દુરાગ્રહ નથી ? અર્થને ફેરવી નાંખવો એ શું વિદ્વાનનું ભૂષણ છે ?

૧૬૭. સંસ્કાર વિધિ પૃ. ૬૮માં સ્વામી દયાનન્દજી કહે છે કે मुण्डनके समय विष्णोर्दंष्ट्रोऽसि मन्त्रसे क्षुरेकी ओर देखता हुआ कहे कि हे क्षुरान् विष्णुकी डाढ है. હવે અમારો પ્રશ્ન એછે કે નિરાકાર ઇશ્વરની ડાઢ કેવી રીતે હોઇ શકે ? શું સ્વામીજીએ આ સ્થલે ઇશ્વરને સાકાર માની લીધો નથી ? ક્ષુરાને વિષ્ણુની ડાઢ કહેનાર સ્વામીજીને તમે જ્ઞાની કહેશો કે અજ્ઞાની ?

૧૬૮. સત્યને તમે સૌથી શ્રેષ્ઠ માનો છો કે નહિ? યદિ ના કહો તો તમે વેદની આજ્ઞાને તોડનાર મહા અસત્ય વાદી ઠર્યા. યદિ કહો કે અમે સત્યને સર્વથી શ્રેષ્ઠ માનીએ છીએ તો પછી મિથ્યા વાતોથી ભરપૂર સ્વામી દયાનન્દના ગ્રન્થોને કેમ તિલાંજલી આપતા નથી?

૧૬૯. सत्यमेवजयतेनानृतं એમ શ્રુતિ ભગવતી પોકારીને કહે છે તો પછી અલ્પકાલના જીવનને માટે અસત્યનું પોટલું શા માટે બાંધો છો?

૧૭૦. સત્યાર્થ પ્રકાશમાં સ્વામીજી લખે છે કે नियोगभी विवाहकी नांइ प्रसिद्ध रीतिसे करें उस स्त्रीकोभी प्रसन्नता ले ले. આહા! આ તે કેવી નિર્લજ્જતા? શું આનું નામ વૈદિક ધર્મ છે? શું આથી ધર્મનું સત્યાનાશ વળી નહિ જાય?

૧૭૧, આંબાથી આંબો, વડથી વડ, પીપળાથી પીપળો, અને બાવળથી બાવળજ ઉત્પન્ન થાય છે અર્થાત્ બીજ કાંઇ ને વૃક્ષ કાંઇ એમ જોવામાં આવતું નથી. તો પછી ગુણ કર્મથી જાતિ છે એમ માનવું એ શું મોટી ભુલ નથી?

૧૭૨. બ્રાહ્મણ ભાગમાં ઇતિહાસ હોવાથી તે વેદ નથી એમ તમે કહો છો પરંતુ તમે જે ચાર સંહિતાને માનો છો તેમાં પણ ઇતિહાસ તો જોવામાં આવે છે ત્યારે સંહિતાને પણ વેદ નહિ માનો? શું છેકજ કોરા રહી જશો?

૧૭૩. શું સર્વજ્ઞ સર્વશક્તિમાન્ અચિંત્ય સર્વવ્યાપક કૂટસ્થ ઈશ્વરમાં પ્રથમથીજ ઇતિહાસ લખવાની શક્તિ નથી? શું ઈશ્વર પણ સાધારણ મનુષ્ય જેવો છે?

૧૭૪. તમે કહો છો કે સુખ દુઃખ કર્મ પ્રમાણે પ્રાપ્ત થાય છે. ઈશ્વર સહાયતા આપતો નથી તો પછી વિધવા સ્રીને અન્ય પતિ કરવાની આજ્ઞા આપી પતિવ્રત ધર્મ ઉપર ધૂળ નાંખવા શા માટે તૈયાર થાઓ છો? અનેક પાપને લીધેજ વૈધવ્ય પ્રાપ્ત થાય છે એ શું અદ્યાપિ પર્યંત તમારા જાણવામાં આવ્યું નથી?

૧૭૫. જેમ જડ જડમાં ભેદ છે એમ તમારાથી કદી પણ સિધ્ધ થાય એમ નથી તેમ જીવ ચેતન અને બ્રહ્મ ચેતનનો ભેદ તમારાથી કદિ પણ સિદ્ધ થાય એમ નથી, તો પછી દ્વૈતનું સેવન શા માટે કરો છો?

૧૭૬. મંડનમિશ્ર જેવો સમર્થ પંડિત પણ જે શંકરાચાર્યજીના અદ્વૈતસિદ્ધાંત આગળ પરાસ્ત થઇ ગયો તે શંકરાચાર્યના સિધ્ધાંતને હસી કાઢી નવીન પંથ ઉત્પન્ન કરવો એ શું સ્વામી દયાનન્દજીની મોટી ભૂલ નથી?

૧૭૭. શંકરાચાર્યજીએ તથા સ્વામી દયાનન્દજીએ જે ગ્રંથો રચ્યા છે તેમાં ભાનુ અને આગિયા જેટલો તફાવત છે એ શું તમારા જાણવામાં આવ્યું નથી?

૧૭૮. શ્રી વ્યાસજીના બ્રહ્મસૂત્ર ઉપર શંકરાચાર્યે

જે ભાષ્ય લખ્યું છે તે સમજવાની પણ તમારી પૂરી શક્તિ નથી તો પછી શંકરાચાર્યના સત્ય સિદ્ધાંતને હસી કાઢતાં તમે જરા પણ કેમ અચકાતા નથી ?

૧૭૯. સ્વામી દયાનન્દજીએ મુક્તિને ફાંસી બરાબર કહી છે તો પછી તે મેળવવાને પ્રયત્ન શા માટે કરવો જોઇએ ? શું ફાંસી એ ચઢવાની કોઇ ઇચ્છા ધરાવે છે ?

૧૮૦ મૂર્ત્તિપૂજાની તમે નિંદા કરો છો તો તમને પૂછવામાં આવે છે કે તમે મૂર્ત્તિમાન્ છો કે મૂર્તિ રહિત? યદિ કહો કે મૂર્ત્તિ રહિત છીએ તો પ્રત્યક્ષથી વિરોધ આવશે. યદિ કહો કે મૂર્ત્તિમાન્ છીએ તો તમને કહેવામાં આવે છે કે હે ભાઇ ! જો તમે મૂર્ત્તિ રહિત હોત તો ઇશ્વર શું છે એ તમે કહી જાણી શકત ? શું મૂર્ત્તિથી ઇશ્વરનું જ્ઞાન નથી થતું ?

૧૮૧. હજારો શરીર ધારણ કર્યા છતાં જીવાત્માના સત્ય સ્વરૂપની કાંઈ હાનિ થતી નથી તેમ હજારો અવતાર ધારણ કર્યા છતાં પરમાત્માની કશી હાનિ થતી નથી એ યુક્તિ યુક્ત સિદ્ધાંત શું હજી સૂધી તમે સમજી શક્યા નથી?

૧૮૨. સાકાર ઘડાને ઉત્પન્ન કરનાર કુંભાર પણ સાકારજ જોવામાં આવે છે તો પછી સાકાર જગત્‌ને ઉત્પન્ન કરનાર ઇશ્વરને નિરાકાર કેવી રીતે માની શકાય ?

૧૮૩. एकोऽहं बहुस्यां એ શ્રુતિથી ઇશ્વર સાકાર છે એમ

સ્પષ્ટ સિદ્ધ થતું નથી? શું નિરાકારમાં કદી પણ કલ્પના ઉઠી શકે?

૧૮૪. જાબાલ ઋષિની માતાને ગોત્રની સ્મૃતિ નહોતી તે ઉપરથી તમે તે મહા પવિત્ર માતાને વ્યભિચારિણી કહો છો એ શું મોટું પાપ કરતા નથી? શું કોઇને ગોત્રની સ્મૃતિ ના હોય તો તે વ્યભિચારી કહેવાય છે?

૧૮૫. ઋષિ મુનિઓની નિંદા કરી તેમાં પણ વેદ વિરુધ્ધ કલ્પના કરનાર સ્વામી દયાનન્દમાં શું એવો અહંકાર નહોતો કે વેદના સાચા અર્થ તો હુંજ સમજ્યો છું? શું અહંકારી કદી પણ તત્ત્વ વસ્તુનો અધિકારી થઇ શકે છે?

૧૮૬. શ્રુતિમાં કહ્યું છે કે मातृ देवो भव पितृ देवो भव माता पृथिव्या मूर्त्तिः पिता मूर्त्तिः प्रजापतेः તો પછી ઉંદરોની દોડા દોડથી માતાપિતાને કહ્યાવિના સ્વામીજીનીએ આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું એ શું઼ ઓશ્રીએ ઉચિત કાર્ય કર્યું છે?

૧૮૭ નાનું બાલક પિતાના ખોળામાં આવીને રમે કિંવા મૂતરે તો તેથી શું તે બાલક ઉપર પિતાને દ્વેષ ઉત્પન્ન થાય છે? જગત્‌પિતા શ્રીશંકરના ખોળામાં આવીને ઉંદરો રમે અથવા મૂતરે તેથી તેઓશ્રીને કદી પણ દ્વેષની પ્રાપ્તિ થઈ શકે?

૧૮૮. સત્યાર્થ પ્રકાશમાં સ્વામી દયાનન્દજી કહે છે કે वाहरेवाह भागवत के बनानेवाले लाल बुझक्कड तुझे ऐसी

बाते लिखते लाजऔर शर्म न आइ निपटही अंधा बनगया स्त्री पुरुषके रजवीर्यके संयोगसे मनुष्य बनते ही है परंतु परमेश्वरकी सृष्टि क्रमके विरुद्ध पशु पक्षी सर्प आदि कभी उत्पन्न नहीं हो सकते सिंहादि उत्पन्न होकर अपने मा बापको क्यों न खा गये इन ही झूठी बातोको वे पोप बाहर भीतरकी फूटी आंखोवाले सूनते વળી સ્વામીજી લખે છે કે इन भागवतादि पुराणके बनानेवाले जन्म ते ही गर्भ ही में क्यों नष्ट हो गये वा जन्म ते समय ही क्यों न मर गये ?

હે ભાઇ આર્યસમાજી ! જોયું તમે કહો છો કે સનાતની ધર્મીતો ગાળદે છે પરંતુ હવે તમારી ખાત્રી થઇ હશે કે ગાળ દેનાર તો સ્વામીજી પોતેજ છે. શું આજ સ્વામીજીની સભ્યતા છે કે ? આવા ક્રોધી પુરૂષને કદી પણ મહર્ષિ કહી શકાય ?

૧૮૯. યદિ મૂર્ત્તિપૂજા અસત્ય છે તો તમે શરીરને હાર કેમ પહેરાવો છો ? શું શરીર એ જીવાત્માની મૂર્ત્તિ નથી?

૧૯૦. યદિ કહોકે જીવાત્મા એક દેશી છે તેથી શરીર તેની મૂર્ત્તિ હોઇ શકે, પરંતુ પરમાત્મા વ્યાપક હોવાથી તેની મૂર્ત્તિ હોઇ શકે નહી તો એ તમારૂં કહેવું ટકી શકે એમ નથી. જીવાત્માને નિરાકાર માની એક

દેશી માનવો એ અવિદ્યાનુંજ પરિણામ છે. यस्य पृथिवी शरीरम् એ શ્રુતિમાં પૃથ્વી એ ઇશ્વરનું શરીર છે એમ સાફ કહ્યું છે તો પછી પરમાત્માનું શરીર હોઇ શકે નહિ એમ કહેવું એ મોટી ભુલ નહીંતો બીજું શું છે?

૧૯૧ શ્રુતિમાં કહ્યુ છે કે नच तस्यास्ति वेत्ता પરમાત્માને જાણનાર કોઇ નથી તો પછી ઇશ્વર નિરાકાર છે એવો ડંકો તમે કેમ વગાડો છો ? શું નિરાકારને તમે પ્રત્યક્ષ નિહાળ્યો છે?

૧૯૨. યદિ કહો કે અમે તો નિરાકારને નિહાળ્યો છે તો પછી તમારો ઇશ્વર સાકાર થઈ ગયો કારણકે તે નેત્રનો વિષય થઇ ગયો.

૧૯૩. તમે કહો છો કે પરમાત્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે માટે શૂદ્રને પણ વેદનો અધિકાર છે તો શું બાપ દીકરાને તમાચો લગાવે તેથી દીકરાએ બાપને તમાચો મારવો ? શું બાપ દીકરાનો અધિકાર સરખો છે ?

૧૯૪. તમે કહો છો કે પુરુષ વેદ ભણે અને સ્ત્રી શા માટે ના ભણે? સ્ત્રીને પણ વેદ ભણાવવો જોઇએ. તો શું પુરુષ પાઘડી પહેરે તેથી સ્ત્રીએ પણ પહેરવી જોઇએ? શું સ્ત્રી અને પુરુષના અધિકાર સમાન છે ?

૧૯૫. શંકરાચાર્ય જેવા તત્વવેત્તા પુરુષે પણ મૂર્ત્તિની સ્થાપના કરી છે, તો પાછા સ્વામી દયાનન્દજી

શંકરાચાર્ય કરતાં વેદનું રહસ્ય ઉત્તમ રીતે સમજ્યા હતા કે મૂર્તિનું ખંડન કરવા બેસી ગયા?

૧૯૬. યદિ કહો કે શ્રી શંકરાચાર્ય કરતાં સ્વામી દયાનન્દ વધારે વિદ્વાન્ હતા તો શાસ્ત્રાર્થ કરવાને તૈયાર થઇ જાઓ. અમારો ખુલ્લો ચેલેંજ છે.

૧૯૭. તમે જીવાત્માને અણુ માનો છો તો તે શરીરના અણુ સ્થાનમાં રહેશે. શેષ શરીર મૃતક રહેશે. આને માટે ન કાપી શકાય એવી યુક્તિ તમે શું આપો છો?

૧૯૮. જે વસ્તુ અણુ છે તે નિરાકાર અને અનાદિ કેવી રીતે હોઇ શકે? શું તમારી પાસે એવું કોઇ પુષ્ટ પ્રમાણ છે કે અણુ વસ્તુ પણ નિરાકાર અને અનાદિ હોઇ શકે છે?

૧૯૯. મનુસ્મૃતિમાંથી અમુક ભાગ ગ્રહણ કરી બાકીનું ક્ષેપક છે એમ કહી કાઢી નાંખો છો તો બીજી સ્મૃતિએ શો અપરાધ કર્યો છે કે તેને પ્રમાણરૂપ ગણતા નથી?

૨૦૦. જ્યારે કામ પડે છે ત્યારે બીજી સ્મૃતિનું શરણ શા માટે લો છો? તે વખતે તમે તમારા સિદ્ધાંતને કેમ ભૂલી જાઓ છો? શું આ તમારી પ્રત્યક્ષ મોટી ભૂલ નથી?

૨૦૧. સ્વામી દયાનન્દ કહે છે કે મને પહેલાં ભાંગ પીવાનો બહુ મહાવરો હતો અને તેથી કોઇ કોઇવાર

બેહોશ થઈ જતો હતો. હવે વિચાર કરો કે જે મનુષ્ય ભાંગ પીએ તેનો ચલાવેલો પંથ સત્ય હોઇ શકે ? શું વ્યસનથી મનુષ્યની બુદ્ધિ ભ્રષ્ટ થઇ જતી નથી ?

૨૦૨. પરમાત્મા જીવાત્મા અને પ્રકૃતિ એ ત્રણે વસ્તુને તમે અનાદિ માનો છો તો પછી એક જડ ને એક ચેતન, એક ચેતન અણુ અને બીજું ચેતન વિભુ, એક ચેતન અજ્ઞાની ને બીજું ચેતન જ્ઞાની એવો મહા ભેદ શા કારણથી રહ્યો છે? યદિ ત્રણ વસ્તુ અનાદિ છે તો ત્રણે વસ્તુ સમાન હોવી જોઇએ. શું તમારી આ માન્યતા ભૂલ ભરેલી નથી ?

૨૦૩. श्राद्धे शरदः એ પાણિની આચાર્યના સૂત્રથી શ્રાધ્ધની સાફ સિદ્ધિ થાય છે તો પછી જીવિતોનું શ્રાદ્ધ કરાવી નાંખી મહા અધર્મનું પોટલું મસ્તક ઉપર મૂકવું એ શું તમારી મોટી ભૂલ નથી ?

૨૦૪. અનાદિ પ્રકૃતિને પકડી પરમાત્મા તેમાંથી કેવી રીતે જગતની ઉત્પત્તિ કરે છે ?

૨૦૩. યદિ જીવ અનાદિ છે તો સ્વભાવમાં વિલક્ષણતા કેમ જોવામાં આવે છે ? યદિ કહો કે કર્મને લીધે તો તમને પૂછવામાં આવે છે કે શું અનાદિ જીવ કરતાં કર્મ પ્રથમ હતું ? યદિ ના કહો તો જીવને કર્મ લાગુ પડી

શકશો નહી. યદિ હા કહો તો કર્મ અનાદિ થયું જીવનું અનાદિપણુ હવામાં ઉડી ગયું.

૨૦૬. કર્મ જડ છે અને જીવ ચેતન છે તો એ બેનો સંયોગ સંબંધ કેવી રીતે થાય છે ? શું તમારી માન્યતામાં તમે મોટી છકકડ ખાતા નથી ?

૨૦૭ સત્યાર્થ પ્રકાશની જેમ જેમ નવી આવૃત્તિ થતી જાય છે તેમ તેમ ફેરફાર થતો કેમ જોવામા આવે છે ? શું સનાતન ધર્મના પંડિતોએ બતાવેલા દોષ સત્યાર્થ પ્રકાશમાંથી તમે ધીમે ધીમે કાઢી નાખતા નથી? શું આથી એમ સિદ્ધ નથી થતું કે સ્વામી દયાનન્દનો બનાવેલો સત્યાર્થ પ્રકાશ અનેક ભૂલોથી ભરપૂર છે ?

૨૦૮, સનાતન ધર્મના પંડિતોએ સ્વામી દયાનન્દના ગ્રંથોમાં અનેક દોષો બતાવ્યા છે તથા મુંગેર ખંડવા આગરા દિલ્હી વગેરે અનેક સ્થલે શાસ્ત્રાર્થમાં તમારો પરાજય થયો છે, છતાં દુરાગ્રહને વળગી રહી સત્યને બદલે અસત્ય ગ્રહણ કરો છો એ શું તમારી પ્રત્યક્ષ ભુલ નથી ? सत्यमेवजयते नानृतं એ શ્રુતિ શું તમે જાણુતા નથી?

૨૦૯. નિંબતરૂ કટું હોય છે, પરંતુ તેની છાયા મીઠી હોય છે તેમ હિતેચ્છુ કહી કડવું કહે પરંતુ તેનું અંતઃકરણતો શુદ્ધજ હોય છે, શું તમે તમારા હિતેચ્છુનું કહ્યું પણ માન્ય નહીં માનો ? શું સ્વામી દયાનન્દ અનેક

સ્થલે ગબડી પડયા નથી ? શું વેદનું પવિત્ર પુસ્તક હાથમાં લઇ તમે કહો છો કે સ્વામી દયાનન્દનુ બધું લખેલું સત્ય છે ?

૨૧૦. શું સ્વામી દયાનન્દે વેદ શાસ્ત્ર પર પાણી ફેરવી વાળ્યું નથી ? अयमात्मा ब्रह्म એ શ્રુતિથી क्षेत्रज्ञं चापिमाविद्धि सर्व क्षेत्रेषु भारत એસ્મૃતિથી आभास एवच એ બ્રહ્મ સૂત્રથી જીવ બ્રહ્મ છે એમ સિદ્ધ થાય છે તો પછી સ્વામી દયાનન્દે જીવ અને બ્રહ્મનો ભેદમાની ભોળા લોકોને શા માટે છેતર્યા છે ? અર્થ ફેરવી નાખવાથી કાર્યની સિદ્ધિ થતી નથી એ ખાત્રીથી માનજો.

૨૧૧. શ્રુતિ સ્મૃતિના અર્થ ફેરવી નાંખો છો તે સમયે શું તમારા મનમાં આચકો લાગતો નથી કે અમે આ અર્થ ખોટો કરીએ છીએ ? શું વેદનું પુસ્તક હાથમાં લઈ તમે કહેશોકે અમે જે અર્થ કરીએ છીએ તે યથાર્થ છે?

૨૧૨. બ્રાહ્મણ ભાગમાં ઇતિહાસ હોવાથી તે વેદ નથી એમ તમે કહો છો પરંતુ સંહિતામાં પણ ઇતિહાસ જોવામાં આવે છે. ત્યારે શું સંહિતોને પણ વેદ નહી માનો ? યદિ ના કહો તો તમે વેદ કોને કહો છો ? તમારા સિદ્ધાંત પ્રમાણે તો કોઇ વેદજ નથી. શું અદ્યાપિપર્યંત તમે એ સમજી શકયા નથી ?

૨૧૩. તમે કહોછોકે શ્રીકૃષ્ણ ઇશ્વર નહોતા પરંતુ મહાત્મા હતા તો પછી મહાભારત તથા પુરાણોમાં અનેક સ્થલે શ્રી કૃષ્ણને ઇશ્વર શા માટે કહ્યા છે? શું મહાભારત તથા પુરાણોના કર્ત્તા વ્યાસ કરતાં તમે વધારે વિદ્વાન્‌છો?

૨૧૪ યદિ કહો કે અમે વ્યાસ કરતાં વધારે વિદ્વાન્‌ છીએ તો પછી મહાભારત જેવો એક ગ્રંથ લખી તમે તમારી વિદ્વ-તા શા માટે જણાવતા નથી? શું સ્ત્રીને નિયોગની આજ્ઞા આપવી એમાંજ તમારી વિદ્વ-તા સમાઈ જાય છે?

૨૧૫. જ્યારે શાસ્ત્રાર્થમાં હારી જવાનો સમય આવે છે ત્યારે તમે અન્ય વિષય પર શા માટે ઉતરી પડો છો? શું એ તમારી નબળાઇ નથી?

૨૧૬. યદિ કહો કે અમે અન્ય વિષય પર ઉતરી પડતા નથી તો તમારૂં એ કહેવું ટકી શકે એમ નથી ખંડવા શાસ્ત્રાર્થમાં પંડિતજી ભીમસેને પૂછ્યું હતું કે सत्यार्थ प्रकाश पृष्ठ २२३ 'ततो मनुष्या अजायन्त' यह यजुर्वेदमां लिखा है कि सृष्टिकी आदिमें सैकड़ों सहस्रो मनुष्य एकसाथ उत्पन्न हुए. यह वाक्य यजुर्वेदमां कहीं नहीं है. स्वामी दयानन्दजीका लिखना कपोलकल्पित मिथ्या है वेदसे विरुद्ध है यदि वेद मेंहोतो दिखलाओ. આના ઉત્તરમાં પંડિત બાલકૃષ્ણ શર્મા

કહે છે કે (ततो मनुष्या अजायन्त) यह कोइ सिद्धांत हानि नहीं. दृष्टि दोषसे पाठ भेद होना संभव है. आपही बतावे कमलसे ब्रह्माजीकी उत्पत्ति वेदमें कहां है. શું આ વિષયાંતર નથી? બ્રહ્માની ઉત્પત્તિ માટે પંડિત બાલકૃષ્ણ શર્માએ શા માટે પૂછયું? પંડિત ભીમસેનનો પ્રશ્ન એ હતો કે ततोमनुष्या अजायन्त એ યજુર્વેદમાં છે એમ સ્વામીજી કહે છે પરંતુ યજુર્વેદમાં નથી તમે બતાવો. આનો સીધો ઉત્તર ન આપતાં પંડિત બાલકૃષ્ણ શર્મા આડા શા માટે ફાટી ગયા? શું બંડવામાં પંડિત બાલકૃષ્ણ શર્માનો મોટો પરાજય થયો નથી?

૨૧૭. તમે કહો છો કે ઇશ્વર અવતાર લેતો નથી તો પછી પ્રહ્લાદ ધ્રુવ વગેરે અનેક ભકતોને માટે તે શા માટે દોડી આવ્યા છે? યદિ કહો કે એતો ગપ્પ છે તો પછી आदि सृष्टिमें सब मनुष्य युवावस्थामें पैदा हुए એ શું મોટી ગપ્પ નથી?

૨૧૮. શું અખિલ જગત્‌ને જે ઉત્પન્ન કરે છે તે મહા પ્રભુમાં એવી શકિત નથી કે અવતાર લઈ પોતાના ભકતોની મહત્તા સ્થાપિત કરે?

૨૧૯. સ્વામી દયાનન્દજી કહે છે કે झूठ बोलने वाला चोर है. સત્યાર્થ પ્રકાશ સમુલ્લાસ ૧૧માં સ્વામીજી કહે છે કે चोरके नाक कान काट, काला मुख कर गलेमें जूतोका हार

पहनाके गधेपर चढा जूतोंसे पिटवा कुत्तोसे चिथवाकर राजा मरवा डाले.

સ્વામી દયાનન્દ જ્યારે ન્યાય શાસ્ત્ર ભણ્યા હતા ત્યારે પોતાના ગ્રંથોમાં અનેક ખોટી વાતો શા માટે લખી છે ? શું સ્વામીજીએ લખ્યા પ્રમાણે પોતાનું વર્તન રાખ્યું છે ?

૨૨૦. आदितिर्द्यौरदितिरन्तारिक्ष मदितिर्माता सापिता सपुत्रः આના ભાવાર્થમાં સ્વામીજી કહે છે કે हे मनुष्यो सूर्यादि प्रकाश अविनाशी, आकाश अविनाशी उत्पन्न करने हारा पिता वा नियोगसे उपजा पुत्र अविनाशी है. इस प्रकार जो कुछ उत्पन्न हुआ वा होने हारा है वह सब अविनाशी अर्थात् नित्य है. સ્વામી દયાનન્દજીનું કહેવું એવું છે કે જગત્ નિત્ય અવિનાશી છે, પરંતુ સ્વામીજી અત્રે મોટી છક્કડ ખાઇ ગયા છે. ઘટપટાદિ જગત્‌ના દરેક પદાર્થો ઉત્પત્તિવાળા છે. જેની ઉત્પત્તિ છે તેનો નાશ અવશ્ય છે. ઉત્પત્તિવાળા પદાર્થને અવિનાશી કહેવો એ અવિદ્યાનુંજ પરિણામ છે.

૨૨૧. યદિ જગત્ નિત્ય અવિનાશી છે તો બતાવો કે બ્રહ્મ અને જગતમાં શી ભિન્નતા છે ? યદિ કહો કે જગત્ જડ છે અને બ્રહ્મ ચેતન છે તો એ તમારૂં કહેવું ટકી શકે એમ નથી, નિત્ય અવિનાશીમાં કદી ભિન્નતા

હોઇ શકેજ નહિ. જે જડ છે તે કદાપિ નિત્ય હોઇ શકે નહિ જડ પદાર્થને નિત્ય માનવો એ અવિદ્યાનુંજ પરિણામ છે.

૨૨૨. સત્યાર્થ પ્રકાશ સમુલ્લાસ અગિયારમાં સ્વામી દયાનન્દજી કહે છે કે गंगा कहेनेसे कभी पाप दूर नहीं होता યજુર્વેદ ભાષ્યમાં એક સ્થલે સ્વામીજી કહે છે કે पाप दूर करेनेकेलिये स्वाहा इस नामका उच्चारण करे કહો ગંગાના નામથી પાપ દૂર નહીં થાય તો સ્વાહાથી શી રીતે થશે ? યદિ સ્વાહાથી પાપની નિવૃત્તિ થાય છે તો પછી ગંગાથી કેમ નહીં થાય ? શું સ્વામી દયાનન્દનો આ દુરાગ્રહ નથી ?

૨૨૩. યજુર્વેદ ભાષ્યમાં સ્વામી દયાનન્દ લખે છે કે प्राण अपान मन इन्द्रियादि सृष्टिके आदि कालमें ईश्वरने रचे हे સ્વામી દયાનન્દ કહે છે કે ઇંદ્રિયાદિ આત્માના ગુણો છે. ગુણ ગુણીનો સ્વામીજીએ સમવાય સંબંધ માન્યો છે. તો પછી જ્યારે મન ઇન્દ્રિયાદિની ઉત્પત્તિ થઈ ત્યારે જીવની પણ ઉત્પત્તિ માનવી પડશે. ગુણ ગુણીનો સમવાય સંબંધ હોવાને લીધે આત્મા મન ઇન્દ્રિયાદિથી પૃથક્ હોઇ શકે નહિ. જીવને ઉત્પત્તિવાળો માનવાથી તેનું અનાદિપણું જે સ્વામી દયાનન્દે માન્યું છે તે હવામાં ઉડી ગયું કે નહિ ?

૨૨૪. યજુર્વેદના ભાષ્યમાં સ્વામીજી કહે છે કે आज हमारेको ईश्वर पवित्र करने वाला है. હવે અમારો પ્રશ્ન

એ છે કે ઈશ્વર શરીરને પવિત્ર કરે છે કે આત્માને ? યદિ કહો કે શરીરને પવિત્ર કરે છે તો એ મહા અજ્ઞાનતાજ કહેવાય. કારણકે મલ, મૂત્ર, મેદ, મજ્જા, અસ્થિ સ્નાયુ ઇત્યાદિ ગંદા પદાર્થોથી બનેલું દુર્ગંધમય શરીર કદી પણ પવિત્ર થઈ શકતું નથી. યદિ કહો કે આત્માને પવિત્ર કરે છે તો પણ તમે બચી શકો એમ નથી. આત્મા નિર્વિકાર નિત્ય નિરાકાર છે તે શુધ્ધ ચેતન સ્વરૂપ છે. નિરાકાર નિરવયવ હોવાને લીધે એને અગ્નિ બાળી શકતો નથી, શસ્ત્રો છેદી શકતાં નથી, પાણી ભીંજવી શકતું નથી તથા વાયુ શુષ્ક કરી શકતો નથી. વેદાંતના રહસ્યથી સ્વામીજી કેવલ અજ્ઞાન હતા એમ આથી સિદ્ધ થતું નથી ?

૨૨૫. સ્વામી દયાનન્દ ઇશ્વર પ્રાર્થના કરે છે કે हे ईश्वर हमारे पिताको न मार, हमारे छोटे बालकोंको नष्ट न कर દયાનન્દની પ્રાર્થના સત્ય છે તો હજારોના પિતા શા માટે મૃત્યુવશ થાય છે ? સ્વામીજીના પિતા શા માટે મરી ગયા ? દયાનન્દ તો બ્રહ્મચારી હતા તો પછી हमारे छोटे बालकोंको नष्ट न कर એવું શા માટે લખ્યું છે ? યદિ કહો કે એ તો બીજાને માટે લખ્યું છે તો પછી હમારે શબ્દનો પ્રયોગ શા માટે કર્યો છે ?

૨૨૬. ઋગ્વેદ ભાષ્યમાં સ્વામીજી કહે છે કે जो अंतःकरण मन बुद्धि चित्त अहंकार और दस प्राण तथा

दश इन्द्रियोका प्रेरक है इच्छाद्वेष प्रयत्न सुख दुःख ज्ञानादि गुणवाला है वहीदेहमां जीव है यह निश्चय जानना હવે અમારો પ્રશ્ન એ છે કે સુખ દુઃખ ઇચ્છા પ્રયત્ન વગેરે ચેતન છે કે જડ ? યદિ કહો કે ચેતન છે તો પછી જીવ ઇચ્છાદિમાં શો ભેદ છે તે સિદ્ધ કરી બતાવો. યદિ કહો ઇચ્છાદિ જડ છે તો તેને આત્માના ગુણો કેવી રીતે કહી શકશો ? સ્વામી દયાનન્દે ગુણ ગુણીનો સમવાય સંબંધ માન્યો છે. ચેતન અને જડનો સમવાય સંબંધ થઇ શકતો નથી, એ પદાર્થ વિદ્યાથી સિદ્ધ થઇ ચૂક્યું છે તે શું તમે જાણતા નથી ?

૨૨૭. સત્યાર્થ પ્રકાશ આવૃત્તિ ત્રીજી પૃષ્ટ ૪૭૪ પં પમાં સ્વામીજી કહે છે કે जब वह निराकार है तो उसको किसने देखा દયાનન્દનો સિદ્ધાંત એવો છે કે ઈશ્વર નિરાકાર છે તેથી તેને કોઈ દેખી શકતું નથી. હવે ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકામાં સ્વામીજી લખે છે કે ईश्वर कहता है कि हे मनुष्य लोगो मैं तुमको देखताहूं तुम मेरेको देखते रहो. એકસ્થલે ઇશ્વર નિરાકાર હોવાને લીધે દેખાતો નથી એમ કહેવું અને બીજે સ્થલે મને જોતા રહો એમ કહેવું એ શું પરસ્પર વિરૂદ્ધતા થતું નથી? આ ઉપરથી શું એમ સિદ્ધ થતું નથી કે સ્વામીજીને પોતાના આગલા લખેલા લેખનું સ્મરણ રહેતું નહોતું ?

૨૨૮. શું હજારો મણ દૂધ ઉકાળ્યા છતાં કોલસો પોતાની કાળાશનો ત્યાગ કરે છે ? શું હજારો મણ મધુનું સિંચન કર્યા છતાં નિંબતરૂ નિજ કટુતાનો ત્યાગ કરે છે? અનેક વાર પીલ્યા છતાં રેતીમાંથી તેલ નીકળે છે ? અત્યંત શ્રમ લીધા છતાં કોઇ પાષાણમાં કોમલતા લાવી શકે છે? કદિ નહિ. શું ભંગી ઢેડ, ચમાર વગેરે કદિ પણ શુદ્ધ થઇ શકે છે ! હે આર્યસમાજી? તમે નીચ જાતિને શર્મા વર્મા બનાવીહોછો એ શું તમારી પ્રત્યક્ષ નાસ્તિકતા નથી ?

૨૨૯. તમે કહો છો કે દયાનન્દ કપિંડી પુત્ર નહોતા પરંતુ જન્મથી બ્રાહ્મણ હતા, તમારૂં આ કહેવું યથાર્થ નથી. જો દયનન્દ જન્મથી બ્રાહ્મણ હોય તો તે પેટ ભરી બ્રાહ્મણોની નિંદા કરે નહીં શું વાડ કદી ચીભડાંને ગળી જાય છે ?

૨૩૦ શું જે સાચો બ્રાહ્મણ હોય છે તે કદી રૂષિ મુનિઓના પવિત્ર ગ્રંથોમાં પણ વેદ વિરૂદ્ધ છે એમ મિથ્યા ડંકો વગાડવા તૈયાર થાય છે ? શું બ્રાહ્મણો ઉપર સ્વામી દયાનન્દને મોટું વૈર નહોતું ?

૨૩૧. જ્યારે તમે જાતિ ગુણ કર્મથી માનો છો ત્યારે સ્વામી દયાનન્દ જન્મથી બ્રાહ્મણ હતા એવો મિથ્યા આગ્રહ શા માટે કરો છો ? અસત્ય વદવાથી કદી કોઇનો પણ ઉદય થયેલો સાંભળ્યો છે ?

૨૩૨. તમારી કોઈ નિંદા કરે છે ત્યારે તમે પગથી તે મસ્તક સૂધી બળી ઉઠો છો તો પછી તમારી કરેલી સનાતન ધર્મી મહાત્માઓની મોટી નિંદાથી શું સુજ્ઞ મનુષ્યોનાં હૃદયમાં દુઃખાગ્નિ પ્રકટ થતો નહિ હશે?

૨૩૩. સ્વામી દયાનન્દે જે અનેક દોષો કર્યાં છે તેનો સીધો ઉત્તર ના આપતાં વિષયાંતર કરી છટકી જવા માંગો છો, શું એમાંજ તમારી મહત્તા સમાયલી છે?

૨૩૪. કુદરતી નિયમ છે કે આઘાત તેવો પ્રત્યાઘાત હોય છે. જ્યારે તમારા મહર્ષિ દયાનન્દે સત્યાર્થ પ્રકાશમાં સનાતન ધર્મીઓને અનેક ગાળોથી વધાવી લીધા છે તો પછી સનાતન ધર્મી તરફથી કંઈ લખવામાં આવે છે ત્યારે તમે ઉછળકૂદ શા માટે કરો છો?

૨૩૫. યદિ કોઈપણ આર્યસમાજીમાં એવી હિંમત હોય કે સ્વામી દયાનન્દે બીજાઓને ગાળ દીધી નથી તો શાસ્ત્રાર્થ કરવા મેદાન પડો. સ્વામી દયાનન્દે સત્યાર્થ પ્રકાશમાં ગાળો દીધી છે એ હું સિદ્ધ કરી બતાવીશ. યદિ હું સિદ્ધ ના કરી શકું તો તેજ વખતે આર્યસમાજી થઇ જવા તૈયાર છું. યદિ હું સિદ્ધ કરી બતાવું તો તેજ સમયે તમારે સનાતન ધર્મી થઇ જવું પડશે.

૨૩૬. શાસ્ત્રાર્થ કરો, શાસ્ત્રાર્થ કરો, એમ વારંવાર ડંકો

વગાડો છો પરંતુ ક્યા શાસ્ત્રાર્થમાં તમે યુક્તિ અને પ્રમાણથી સીધી વાત કરી છે? અનેક સ્થલે પરાસ્ત થયા છતાં નકામો દમ શા માટે રાખો છો?

૨૩૭. શું સિંહ આગળ શિયાળનો હિસાબ છે? ચન્દ્ર આગળ તારાનું તેજ વખણાય છે? સૂર્ય આગળ આગિયો ટકી શકયો છે? વ્યાઘ્ર આગળ અજનું બલ ચાલ્યું છે? સનાતન ધર્મના સત્ય સિદ્ધાંત આગળ તમે કદીપણ ફાવી શકો એમ છે?

૨૩૮. સુખ, દુઃખ, હર્ષ શોક, માન અપમાન, લોષ્ટ અને કાંચન વગેરેને જે સમાન ગણે છે, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, રાગ દ્વેષ વગેરેનો પરાજય કરે છે. તથા વિવેક વૈરાગ્ય વગેરેથી ભરપૂર હોય છે તેજ મહર્ષિ થઈ શકે છે. સ્વામી દયાનન્દમાં આમાંનો એક પણ ગુણ નહોતો છતાં મહર્ષિ દયાનન્દ એમ કહેતાં તમે કેમ અચકાતા નથી?

૨૩૯. ભાંગ, હુકકો વગેરે વ્યસનનું જે સેવન કરે તે કદી મહર્ષિપદને પ્રાપ્ત થાય છે? શું મહાવ્યસની મનુષ્ય કદી વેદનું રહસ્ય સમજી શકવા સમર્થ થાય છે?

૨૪૦. શ્રાદ્ધ, મૂર્ત્તિપૂજા, વર્ણવ્યવસ્થા, અવતાર, પતિવ્રતા ધર્મ, વગેરે ખ્રીસ્તી ધર્મની મેઠે તમે માનતા નથી તો પછી ખ્રીસ્તી ધર્મ અને તમારામાં ફેર શો રહ્યો?

સ્પષ્ટ કહી દો કે અમે હિંદુ ધર્મને તિલાંજલી આપી અન્ય ધર્મમાં ચાલ્યા ગયા છીએ.

૨૪૧. યદિ કહો કે અમે વેદને માનીએ છીએ તો તમને કહેવામાં આવે છે કે વેદમાં શ્રાધ, મૂર્ત્તિપૂજા, અવતાર વગેરે ના હોય અને સ્ત્રીને અગિયાર પતિ કરવાની આજ્ઞા હોય એ કોઈ બુદ્ધિમાન્ માની શકે એમ છે ?

૨૪૨. નિયોગ એ વ્યભિચાર છે કે નહિ ? યદિ ના કહો તો મનુ મહારાજે એનું ખંડન શા માટે કર્યું છે ? તમે વ્યભિચાર કોને કહો છો ?

૨૪૩. કયા વેદના કયા મંત્રમાં નિયોગ કરવાનું કહ્યું છે ? તે કૃપા કરી કોઇ આર્યસમાજી બતાવશે તો મોટો ઉપકાર થશે. શું સ્વામી દયાનન્દે આપેલા પ્રમાણોનું સનાતન ધર્મના પંડિતોએ નિર્મૂલ ખંડન કરી નાંખ્યું નથી ?

૨૪૪. આજ સુધીનાં આર્યસમાજમાં કેટલા નિયોગ થયા. છે તે કૃપા કરી અમને કોઈ જણાવશે તો મોટો ઉપકાર થશે. યદિ કહો કે એક પણ નિયોગ નથી થયો તો પછી ગુરૂ આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા તમે થયા કે નહિ ?

૨૪૫. જે પ્રમાણે તમે કહો છો તે પ્રમાણે તમે પોતેજ ચાલતા નથી તો પછી બીજાઓને અધર્મને માર્ગે ઉતારી મહા પાપનો બોજો તમે શા માટે ઉંચકી લો છો.? શું કડવું બી રોપી કોઇ મિષ્ટ ફળની પ્રાપ્તિ કરી શકે છે ?

૨૪૬. જે ખીલ્યું હોય તે ખરે છે, ભર્યું હોય તે ઠલવાય છે, લીલું હોય તે શુષ્ક થાય છે, જાયું હોય તે જાય છે, તો પછી વ્યભિચારની આજ્ઞા આપી લક્ષ ચોરાશીના ફેરામાં પડવાનું શા માટે ઇચ્છો છો ?

૨૪૭. કંઇક ઇંદ્ર, કંઇક ચન્દ્ર, કંઇક રૂદ્ર, કંઇક બ્રહ્મા તથા કંઇક મહર્ષિઓને કાલ ગળી ગયો તો શું એના સપાટામાંથી તમે બચી જવાના છો ? અંતે ધર્મજ સાથે આવે છે, તો પછી નિરંતર વૈરી શા માટે બનવું જોઇએ?

૨૪૮. સ્ત્રીએ અગિયાર પતિ કરવા, ગર્ભિણી સ્ત્રીથી ના રહેવાય તો અન્ય પુરુષ સાથે સમાગમ કરી લેવો, પરદેશ ગયેલા પતિની અમુક સમય સૂધી રાહ જોઇ અન્ય પુરુષથી સંતાનની ઉત્પત્તિ કરી લેવી એનું નામજ તમારા મતમાં ધર્મ છે તો પછી અધર્મનું લક્ષણ શું છે બતાવો.

૨૪૯. હે આર્યસમાજી ! તમે પ્રકૃતિમાંથી જગત્‌ની ઉત્પત્તિ માનો છો તો તમને પૂછવામાં આવે છે કે અનાદિ અને અનંત પ્રકૃતિમાંથી આદિ ને અંતવાળું જગત્ કેવી રીતે ઉત્પન્ન થયું ?

૨૫૦. નિરંતર અચલ અને એક રસ નિરાકાર પરમાત્માને પ્રકૃતિમાંથી જગત્ રચવાની ઇચ્છા કયારે અને શા કારણથી ઉત્પન્ન થઇ ?

૨૫૧. અનાદિ અને અનંત પ્રકૃતિને પરમાત્માએ કેવી રીતે પકડી તેમાંથી જગત્‌ની રચના કરી ?

૨૫૨. જ્યારે પ્રકૃતિમાંથી જગત્ ઉત્પન્ન થાય છે ત્યારે પછી તેને અનાદિ અને અનંત કેવી રીતે કહી શકાય ? અનાદિ અને અનંત પદાર્થમાંથી કદી પણ ઉત્પત્તિ થઈ શકે નહિ.

૨૫૩. પરમાત્માએ આવું દુર્ગંધમય શરીર શા માટે બનાવ્યું છે ? યદિ કહો કે એ તો જીવના કર્માનુસાર પરમાત્માએ બનાવ્યું છે તો તમને કહેવામાં આવે છે કે અનાદિ જીવને કર્મ ક્યારે અને કેવી રીતે વળગ્યું ?

૨૫૪. તમે જીવને અનેક માનો છો તો તમને પૂછવામાં આવે છે કે બધા જીવો પરમાત્માએ જ્યારે સૃષ્ટિની ઉત્પત્તિ કરી નહોતી ત્યારે ક્યાં અને કેવી રીતે રહેતા હતા ?

૨૫૫. તમારી માન્યતામાં અનેક દોષો હોવા છતાં બીજાના દોષો જોવા તત્પર થઈ જાઓ છો એ શું તમારી યોગ્યતા છે ?

૨૫૬. જે વ્યાસજીએ મહાભારત, સ્મૃતિ, પુરાણ વગેરેની રચના કરી જનમંડલપર મહાન્ ઉપકાર કર્યો છે તેને સ્વામી દયાનન્દે કસાઇ કહ્યા છે એ શું યોગ્ય કર્યું છે ?

૨૫૭. બ્રહ્મસૂત્ર કે જેનાપર શ્રીશંકરાચાર્યે અપૂર્વ

ભાષ્ય લખ્યું છે તેવો ગ્રંથ રચવા સ્વામી દયાનન્દ શું સમર્થ થઇ શકે એમ હતું ? યદિ નહોતું તો પછી મહર્ષિ વ્યાસજી અને પૂજ્ય પાદ શ્રી શંકરાચાર્યની પેટ ભરી નિંદા શા માટે કરી છે ?

૨૫૮. તમને જ્યારે સત્યાર્થપ્રકાશમાંથી અનેક દોષો દર્શાવી આપવામાં આવે છે ત્યારે તમારા મહિધરે આમ કહ્યું છે એમ કહી વિષયાંતર શા માટે કરો છો ? સ્વામી દયાનન્દે મોટી મોટી ભૂલો કરી છે એવું સત્ય વચન શા માટે વદતા નથી ?

૨૫૯. સત્યાર્થ પ્રકાશ આવૃત્તિ ૩માં સ્વામી દયાનન્દ કહે છે કે પરમેશ્વર, પ્રકૃતિ, કાલ, આકાશ અને જીવ એ પાંચ પદાર્થ અનાદિ છે, એક સ્થળે ત્રણ વસ્તુ અનાદિ છે એમ કહેવું અને અન્ય સ્થળે પાંચ અનાદિ છે, એમ કહેવું એ શું મહાવિરોધ નથી ? યદિ સ્વામીજીનો ત્રણ પદાર્થ અનાદિ છે એ લેખ સાચો કહો તો પાંચ વાળો ખોટો પડે છે. યદિ પાંચ વાળો સાચો કહો તો ત્રણ વાળો ખોટો પડે છે. ઉભય પાશારજ્જુ ન્યાયથી તમારાથી છટકી શકાય એમ નથી. શું આનો સીધો ઉત્તર કાંઈ આપી શકો છો ?

૨૬૦. પ્રકૃતિ, કાલ, આકાશ અને જીવમાં તમારો ઈશ્વર વ્યાપક છે કે નહિ ? યદિ ના કહો તો તે એકદેશી

થઇ ગયો. યદિ હા કહો તો પ્રકૃતિ, કાલ, અને જીવ સાકાર સાવયવ ઠરશે. કારણ કે સાકારમાંજ નિરાકાર વ્યાપક રહે છે. નિરાકારમાં નિરાકાર વ્યાપક રહી શકે નહિ. એ પદાર્થ વિદ્યાથી સિદ્ધ થઇ ચૂકયું છે.

૨૬૧. સત્યાર્થ પ્રકાશ આવૃતિ ૩માં સ્વામી દયાનન્દ કહે છે કે नाविन वेदान्ति पांचवे नास्तिक है क्योंकि वह कहेते हैं कि जगत् सब मिथ्या है હવે અમારો પ્રશ્ન એ છે કે યદિ જગત્ સત્ય છે તો ઇશ્વર અને જગત્માં શી ભિન્નતા છે ? જગત્ સાકાર સાવયવ છે કે નિરાકાર નિરવયવ ? યદિ કહો કે નિરાકાર નિરવયવછે તો પ્રત્યક્ષ પ્રમાણથી વિરોધ આવશે. જગત્ને નિરાકાર નિરવયવ માનવાથી જગતને ઇશ્વરનો ભેદ તમારાથી સિદ્ધ થઇ શકશે નહિ. યદિ કહો કે સાકાર સાવયવ છે તો પછી સાકાર સાવયવ પદાર્થ તો નાશવંતજ છે. નાશવંત પદાર્થને સત્ય કહેવાનું સાહસ કરવું એના જેવી બીજી અજ્ઞાનતા શી છે ?

૨૬૨. સત્યાર્થ પ્રકાશની આવૃત્તિ પહેલી પૃ. ૨૧૭માં સ્વામી દયાનન્દ કહે છે કે स्थूल जगत् तथा शरीर घटपटादि कार्य पदार्थको नित्य नहीं मान सकते હવે જ્યારે જગત્ નિત્ય નથી તો પછી સત્ય શી રીતે હોઇ શકે ? શું અનિત્ય પદાર્થ પણ સત્ય હોય છે ? એક સ્થલે જગત્ને સત્ કહેવું અને અન્ય સ્થલે જગત્ને અસત્ કહેવું એ શું પરસ્પર વિરુદ્ધતા નથી ?

૨૬૩. સ્વામી દયાનન્દ કહે છે કે पुराण कपोल कल्पित मिथ्या ग्रन्थ है जैसे उत्तम अन्न विषके युक्त होनेसे छोडने योग्य होता है वैसे ये ग्रन्थ है जो कोइ इन मिथ्या ग्रन्थोमेंसे सत्यका ग्रहण करना चाहे तो मिथ्या भी उसके गलेमें लपट जावे इस लिये असत्‌से मिले ग्रन्थस्थ सत्यको भी वैसे छोड देवे जैसे विषयुक्त अन्नको સત્યાર્થ પ્રકાશ આવૃત્તિ ૧ પૃ. ૬ ૧૧માં સ્વામી દયાનન્દ કહે છે કે मै पुराणोंको बुरी दृष्टिसे नहीं देखकर उनमेसे गुणोको ग्रहण और दोषको त्याग करताहूं. એક સ્થલે વિષયુક્ત અન્નની પેઠે પુરાણોને સ્વામીજી તજી દે છે. સત્ય વસ્તુ ગ્રહણ કરવા જતાં મિથ્યા વસ્તુ ગળે બાઝી જવાનું સ્વામીજી કહે છે અને અન્ય સ્થલે પુરાણોની સારી વાત ગ્રહણ કરવાનું કહે છે. કહો ભાઇઓ! હવે અમારે સ્વામીજીની બુદ્ધિને કેટલું માન આપવું ?

૨૬૪. હે આર્ય સમાજી ! તમે કહો છો કે મૂર્ત્તિમાં કંઈ દૈવત હોત તો જે સમયે મહમદે સોમનાથની મૂર્ત્તિને તોડી નાખી તે સમયે તે મહમદને પૂરો કરી નાખત, પરંતુ જડ મૂર્ત્તિ કાંઈ પણ કરવા સમર્થ નથી. હવે તમને પૂછવામાં આવે છે કે લેખરામનું ખૂન કરવામાં આવ્યું, તુલસીરામ સ્ટેશન માસ્તરનો પ્રાણ લેવામાં આવ્યો, સ્વામી દયાનન્દને વિષ દેવામાં આવ્યું, મેરઠ નિવાસી

તુલસીરામ મહા બુરા રોગથી મૃત્યુ પામ્યા તે વખતે તમારા નિરાકાર ઇશ્વરે શું કર્યું ? નિરાકારમાં દૈવત હોત તો સહાય આપ્યા વિના રહેત નહીં પરંતુ નિરાકાર ઇશ્વરે કાંઇ પણ સહાયતા આપી નહીં તેથી સિદ્ધ થાય છે કે તમારો માનેલો નિરાકાર ઈશ્વર દૈવત રહિત છે.

૨૬૫. યદિ કહોકે સુખ દુઃખ એ કર્માનુસાર પ્રાપ્ત થાય છે. ઇશ્વર તો ન્યાયી છે તો પછી મૂર્ત્તિપૂજકો ઉપર કરડી દૃષ્ટિથી કેમ જુઓછો ? મૂર્ત્તિ પૂજકોએ તમારૂં શું બગાડ્યું છે ?

૨૬૬. મૂર્ત્તિથી ઇશ્વરનું જ્ઞાન થાય છે કે નહીં ? યદિ ના કહો તો તમારૂં શરીર એ મૂર્ત્તિ છે કે નહીં ? યદિ ના કહો તો પ્રત્યક્ષ પ્રમાણથી વિરોધ આવશે. યદિ હા કહો તો તમને પૂછવામાં આવે છે કે શરીર રૂપી મૂર્ત્તિવડે ઇશ્વરનું જ્ઞાન થાય છે કે નહીં ? યદિના કહો તો નિરાકારનો ડંકો શા માટે વગાડો છો ? યદિ હા કહોતો મૂર્ત્તિ પૂજાની મિથ્યા નિંદા શા માટે કરો છો ?

૨૬૭. યદિ કહો કે શરીર તો ચાલે છે મૂર્ત્તિ ચાલતી નથી તો એ તમારી મિથ્યા ભ્રાન્તિ છે. શરીર ચાલે છે તો શબ ઉઠીને કેમ દોડતું નથી ? જીવાત્માની પેઠે પરમાત્માને ભ્રમણ કરવાની કશી આવશ્યક્તા નથી. જ્યારે એમની ઈચ્છા થાય છે ત્યારે પ્રકટ થઈ ભક્તને સહાયતા આપે છે. એ શું અદ્યાપિ પર્યંત તમે સમજી શક્યા નથી ?

૨૬૮. અગ્નિ જો સૂક્ષ્મરૂપમાં રહ્યો હોત તો અખિલ જગત્‌ને બાળી મૂકવાની તેની શક્તિને કદાપિ કોઇ જાણી શકત? પરમાત્મા સામાન્ય રૂપમાં રહ્યો હોત તો તેને કોઈ જાણી શકત?

૨૬૯. સોની અને સુવર્ણ એ બંને સાકાર છે તો તેમાંથી એરીંગની ઉત્પત્તિ થાય છે. નિરાકારમાંથી સાકાર પદાર્થ કેવી રીતે ઉપજી શકે? તમારી પાસે કોઇ એવું દ્રષ્ટાંત છે કે જે કદાપિ કાપી શકાય નહિ?

૨૭૦. યદિ કહોકે પ્રકૃતિ સાકાર છે તેમાંથી સાકાર જગત્ ઉપજે છે તો એ તમારૂં કહેવું ટકી શકે એમ નથી. પ્રકૃતિને સાકાર માનવાથી તે કદાપિ અનંત અને અનાદિ રહી શકશે નહિ, ઘટપટાદિ જે જે સાકાર પદાર્થો છે તેઓનો નાશ પ્રત્યક્ષ જોવામાં આવે છે તો પછી સાકાર પ્રકૃતિને અનાદિ કહેવી એ શું અવિદ્યાનું પારણામ નથી?

૨૭૧. તમે પ્રકૃતિને ઉપાદાન કારણ તથા ઇશ્વરને નિમિત્ત કારણ માનો છો. હવે જયારે પ્રકૃતિ ઉપાદાન કારણ છે તો પછી તમારી માનેલી અનાદિ પ્રકૃતિમાંથી આ નાશવંત જગત્ં કયાંથી પેદા થયું? સ્વામી દયાનન્દ કહે છે કે ઉપાદાન કારણ પ્રમાણે કાર્ય હોવું જોઇએ તો પછી પ્રકૃતિ પ્રમાણે જગત્ કેમ ઉત્પન્ન થયું નહિ.?

૨૭૨. ईक्षतेर्नाशब्दम् એ સૂત્રથી મહાત્મા વ્યાસે પ્રકૃતિને ઉડાવી દીધી છે તે શું હજી સૂધી તમે જાણી શકયા નથી? શું કદી તમે બ્રહ્મ સૂત્ર ઉપરનું શાંકર ભાષ્ય જોયું છે? શું શંકરાચાર્યના જેવું ભાષ્ય તમે સાત લાખ જન્મે પણ લખી શકો એમ છે? યદિ ના કહો તો તમારા આર્ય મુનિએ બ્રહ્મસૂત્ર ઉપર ટીકા કરી વિદ્વાનોમાં હાસ્ય શા માટે ઉપજાવ્યું છે?

૨૭૩. પૂજ્યપાદ શંકરાચાર્યની બરાબરી કરીશકે એવો એક પણ ગ્રન્થ તમે લખી શકયા નથી તો પછી શંકરાચાર્યને પ્રચ્છન્ન બૌદ્ધ કહેતાં તમને જરા પણ આચકો કેમ ઉત્પન્ન થતો નથી?

૨૭૪. યોગી પણ પોતાની ઇચ્છાથી જ્યારે અનેક શરીર ધારણ કરે છે તો પછી યોગીના પણ યોગી ઇશ્વરને શરીર ધારણ કરતાં કોણ અટકાવી શકે એમ છે?

૨૭૫. શું અનેક શરીર ધારણ કર્યા છતાં યોગી પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થાય છે? કદી નહિ. અનેક શરીર ધારણ કર્યા છતાં શું પરમાત્માની કિંચિત્ પણ હાનિ થાય છે?

૨૭૬. યદિ પરમાત્મા સર્વ શક્તિમાન્ છે તો પછી શું તેનામાં શરીર ધારણ કરવાની શક્તિ નથી? યદિ ના કહો તો પરમાત્મા સર્વ શક્તિમાન્ નથી એમ સ્પષ્ટ કહી

હો. યદિ કહો કે પરમાત્મા સર્વ શક્તિમાન્ છે અને તેથી તે શરીર ધારણ કરવા સમર્થ છે તો પછી સનાતન ધર્મીની મિથ્યા નિંદા શા માટે કરો છો ?

૨૭૭. યદિ કહો કે પરમાત્મા અનંત છે. અનંતનો આકાર હોઈ શકે નહિ. તો તમને પૂછવામાં આવે છે કે તમે કાલને અનંત માનો છો કે નહિ ? યદિ હા કહો તો અનંત કાલને જાણવા માટે શું અનેક આકારવાળી વસ્તુ બની ગઇ નથી ? શું તેથી કાલની કાંઇ પણ ક્ષતિ થઈ છે ? શું ઘડી, ઘડીઆલ ઇત્યાદિ આકારવાળી વસ્તુથી કાલનું જ્ઞાન થતું નથી ?

૨૭૮. યદિ કહો કે ઘડિયાલમાં બે વાગ્યા છે એવું જ્ઞાન તો બધાને થાય છે. જો કાલની પેઠે પરમાત્માનું જ્ઞાન બધાને થતું હોત તો જૈન, બૌદ્ધ વગેરેને મૂર્ત્તિથી ઈશ્વરનું જ્ઞાન થઈ જાત. પરંતુ તેમ થતું નથી માટે તમારી આપેલી યુક્તિ હવામાં ઉડી જાય છે તો તમને પૂછવામાં આવે છે કે વેદથી ઇશ્વરનું જ્ઞાન થાય છે કે નહિ ? યદિ ના કહો તો વેદમાં ઇશ્વરને નિરાકાર કહ્યો છે એમ કહી વેદના અનેક મંત્રોથી ઈશ્વરની સ્તુતિ શા માટે કરો છો ? જૈન, બૌદ્ધ વગેરે તો વેદ પણ માનતા નથી. તેથી શું વેદથી ઈશ્વરનું જ્ઞાન નથી થતું એમ કહેશો ? ઘડિઆલમાં જેને જોતાં આવડે છે તેજ જાણી શકે છે કે આટલા વાગ્યા છે. જૈન,

બૌદ્ધ વગેરે ઇશ્વરને માનતા નથી તો પછી મૂર્ત્તિની વાત ક્યાં રહી ? તમારો પ્રશ્ન માત્ર એટલો હતો કે અનંતનો આકાર હોઇ શકે નહિ. અમે કાલનું દષ્ટાંત આપી સિદ્ધ કરી બતાવ્યું કે અનંતનો પણ આકાર હોઇ શકે છે. તેનો સીધો ઉત્તર ન આપતાં આડા કેમ ઉતરી પડો છો ?

૨૭૯. अनिर्वचनीयं प्रेमस्वरूपं. એ નારદ સૂત્રથી પ્રેમની શક્તિ અચિંત્ય છે એમ શું સિદ્ધ થતુ નથી ? ઇશ્વરપર પરમ પ્રેમ થવો એનું નામજ ભક્તિ છે. सापरानुरक्तिरीश्वरे એ શાંડિલ્ય સૂત્રનો ભાવાર્થ તમે સમજ્યા નથી ? અમારી શુદ્ધ ભક્તિથી પરમ કૃપાળુ પરમાત્મા પ્રસન્ન નહીં થશે ?

૨૮૦. સ્વામી દયાનન્દની છબીને આવી કોઇ હાર પહેરાવે તો શું તમારી પ્રસન્નતા નહીં થશે ? ઇશ્વરની મૂર્તિની પૂજા કરવાથી શું ઇશ્વરની પ્રસન્નતા નહીં થશે ?

૨૮૧. યદિ કહો કે સ્વામી દયાનન્દની છબી તો યથાર્થ છે. ઇશ્વરની છબી કોણે લીધી તો તમને કહેવામાં આવે છે કે હે ભાઇ સ્વામી દયાનન્દ તો ઘણા ઉંચા હતા તે આટલા સરખા કાગળમાં કેમ સમાયા ? જગત્ એ ઇશ્વરની મૂર્ત્તિ છે તો પછી ઇશ્વરની છબી કોણે લીધી એ તમારૂં કહેવું અસત્ય નથી તો બીજું શું છે ?

૨૮૨. શું સનાતન ધર્મી જડની પૂજા કરનારા છે? શુ આ તમારૂં કહેવું સત્ય છે? શું તેઓ હે પાષાણદેવ! તારી શક્તિ અગાધ છે, તું માથું ફોડી નાખે છે, તારી અનેક વસ્તુ બને છે. તું ધોવાને કામ લાગે છે. આવી રીતે મંદિરમાં જઇ કોઇ સ્તુતિ કરે છે? શું સનાતન ધર્મી ચેતનના પુજારી નથી?

૨૮૩. શું જડ દ્વારા ચેતનની પૂજા થઇ શકતી નથી? યદિ ના કહો તો તમે શરીર દ્વારા જીવાત્માની પૂજા કેમ માનો છો? યદિ કહો કે અમે તો શરીરની પૂજા કરીએ છીએ. તો તમે મલ મૂત્ર રૂધિર માંસ વગેરેના પુજારી ઠર્યા. યદિ કહો કે અમે તો કેવળ ચેતનના પુજારી છીએ તો બતાવો કે તમારૂં માનેલું ચેતન લાલ છે, લીલું છે, પીળું છે, કાળું છે, ધોળું છે કે કેવું છે? યદિ કહો કે ચેતન અદૃશ્ય હોવાથી અમે જડ શરીર દ્વારા તેની પૂજા કરીએ છીએ તો શું સનાતન ધર્મી મૂર્ત્તિ દ્વારા પરમેશ્વરની પૂજા કરતા નથી? અમારી આ સાચી યુક્તિનું ખંડન તમે કેવી રીતે કરો છો?

૨૮૪. સ્વામી દયાનન્દ અનેક સ્થલે જડની પૂજા બતાવી ગયા છે, તો પછી સનાતન ધર્મી જેઓ શુદ્ધ ચેતનના પુજારી છે તેઓને જડના પુજારી કહેતાં તમારૂં હૃદય કંપતું કેમ નથી?

૨૮૫. શું કદિ વ્યાપ્ય વિના વ્યાપકને જાણી શકાય છે? તમારૂં સ્થૂલ શરીર ના હોત તો આત્મા નામની કોઈ વસ્તુ છે એવું તમે કદાપિ સિદ્ધ કરી શકત ?

૨૮૬. જે ઇશ્વરને મન વાણી પહોંચી શકતાં નથી. તેને તે નિરાકાર છે એમ કહી વાણીમાં કેમ સમાવી દો છો ? યદિ તમારો નિરાકાર ઈશ્વર વાણીમાં સમાઈ જાય છે તો પછી તે એક દેશી કેમ નથી ?

૨૮૭. વેદ પણ થાકીને જે ઈશ્વરને માટે નેતિનેતિ કહે છે તેને વાણીમાં સમાવી ભકિત કરો છો એ શું તમારી પ્રત્યક્ષ ભૂલ નથી ? વાણીની તો ઈશ્વરમાં ગતિ નથી તો પછી તમારી પ્રાર્થના અરણ્ય રૂદન જેવી કેમ નથી ?

૨૮૮. ઈશ્વરનું ધ્યાન ધરવા તમે બેસો છો તે વખતે તમે શું જુઓ છો ? યદિ કહો કે અમે તો કાંઈ જોતા નથી તો પછી ઈશ્વરનું ધ્યાન ધરીએ છીએ એમ કેમ કહો છો ? શું આ તમારી મોટી અસત્યતા નથી ?

૨૮૯. જે વસ્તુ સાકાર હોય તથા નજરે દીઠેલી હોય તેનુંજ ધ્યાન ધરી શકાય છે; તમારા નિરાકાર ઇશ્વરને તમે કદી ચર્મ ચક્ષુથી જોયા નથી તો પછી તમારૂં

ધરેલું ધ્યાન આકાશ કુસુમવત્ વ્યર્થ કેમ નથી ?

૨૯૦. તમે કહો છો કે ઇશ્વર એ અમૂર્ત્ત છે. હવે ઇશ્વર અમૂર્ત્ત છે તો તમે મૂર્ત્ત છો કે અમૂર્ત્ત છો ? યદિ કહો કે અમે અમૂર્ત્ત છીએ તો પછી ઇશ્વર અને તમારામાં ભેદ શો રહ્યો ? યદિ કહો કે અમે તો મૂર્ત્ત છીએ તો પછી તમે અમૂર્ત્તને કેવી રીતે જાણી શકશો ? યદિ કહો કે મૂર્ત્ત પદાર્થથી અમુર્ત્તનું જ્ઞાન થાય છે તો પછી મૂર્ત્તિ પૂજાથી નાક કેમ મરડો છો?

૨૯૧. મૂર્ત્તિ પૂજકોને ગધેડાની ઉપમા આપી સ્વામી દયાનન્દે પુષ્કળ હાસ્ય કર્યું છે પરંતુ પોતેજ જડની પૂજા કરાવી છે તો પછી અમારે તેઓશ્રીને શાની ઉપમા આપવી ?

૨૯૨. જે મનુષ્ય સત્ય વસ્તુની નિંદા કરવા જાય છે તે અંતે ગબડી પડ્યા વિના રહેતો નથી એ શું તમે જાણતા નથી ? સત્ય સનાતન ધર્મની નિંદા કરવા જતાં સ્વામી દયાનન્દ અનેક સ્થલે ગબડી પડયા છે એ શું હજી સુધી તમે જાણી શકયા નથી ?

૨૯૩. જુઓ સ્વામી દયાનન્દે કેટલી મોટી ભૂલો કરી છે. યજુર્વેદ ભાષ્ય આવૃત્તિ ૧ અ. ૨૧ મંત્ર ૬ના ભાષ્યમાં સ્વામીજી લખે છે કે प्राण अपान के लिये छेरीसे वाणी के लिया मेढासे परमैश्वर्यके लिये बैलसे भोग करे. કહો ભાઇ ! હવે શું સ્વામીજીનું આ લખવું સત્ય છે? આવી ગંદી વાત લખતાં સ્વામી દયાનન્દજીને કિંચિત્ પણ આંચકો કેમ લાગ્યો નહિ ? શું આનો સીધો ઉત્તર આપી શકો છો ? શું એ તો પ્રેસની અશુદ્ધિ છે અથવા પંડિત ભીમસેન શર્માએ ઘૂસાડી દીધું છે એમ કહેશો ?

૨૯૪. ૧૮૭૫ના સત્યાર્થપ્રકાશ પૃ. ૨૫૭ પં. ૧૧ માં સ્વામી દયાનન્દ કહે છે કે ईश्वर ही जगत्का उपादान कारण है એની વિરૂદ્ધ બીજા સત્યાર્થ પ્રકાશ આવૃત્તિ ૩. પૃ. ૨૨૦ પં. ૧૬માં સ્વામીજી કહે છે કે ईश्वर जगत्का उपादान कारण नहीं है કહો ભાઇઓ ! ઘડી ઘડીમાં વિચાર બદલાઇ જાય તેને કદી મહર્ષિ કહી શકાય કે ?

૨૯૫. આર્યાભિવિનય પ્રાર્થના પ્રકરણમાં સ્વામી દયાનન્દજી કહે છે કે आओ भाईयो हम सब मिलके गद्गद होकर सखा होनेके लिये परमात्माको बुलावे. હવે સમાજી ભાઇઓને અમારો પ્રશ્ન એ છે કે નિરાકાર ઇશ્વર સખા

થવાને લીધે શી રીતે આવશે ? શું આ સ્થલે સ્વામી દયાનન્દે ઇશ્વરને સાકાર માની લીધા નથી ?

૨૯૬. હે આર્યં સમાજી ! સનાતન ધર્મીના અનેક પ્રશ્નોના ઉત્તર આપવા તમે અસમર્થ છો તો પછી નકામી નિંદા કરી મહાપાપના ભાગી શા માટે થાઓ છો ?

૨૯૭. સત્ય વસ્તુનું ખંડન કરવા જતાં કેવી ઠોકર ખાવી પડે છે તે શું સ્વામી દયાનન્દના દૃષ્ટાંતથી સિદ્ધ થતું નથી? શંકરાચાર્ય જેવા મહાન તત્વવેત્તાને પણ હસી કાઢનાર સ્વામી દયાનન્દે અન્યની નિંદા કરવામાજ પોતાનું જીવન ગાળ્યું નથી ?

૨૯૮. જે સર્વ વસ્તુનો ત્યાગ કરે છે, તેજ સાચો સંન્યાસી છે. શું સ્ત્રી, ગર્થ વગેરેમાં પોતાનું માથું મારી નિરંતર તેનું સ્મરણ કરનારને સાચો સંન્યાસી કહી શકાય છે ? શું સાચો સંન્યાસી શાલદુશાલા ઓઢવાનું કદી પણ પસંદ કરે છે ?

૨૯૯. શું ધનલેવાની સ્વામી દયાનન્દને મોટી ઇચ્છા નહોતી ? ધનની તૃષ્ણામાં તણાઈ ગયેલા સ્વામી દયાનન્દે મનુસ્મૃતિના નામથી ખોટો શ્લોક જોડી કાઢયો નથી ? શું અસત્યવાદી કદીપણ તત્ત્વવસ્તુનો અધિકારી થાય છે ?

૩૦૦. જેમ અગ્નિમાં ઘૃત નાંખવાથી અગ્નિની વૃદ્ધિ થતી જાય છે તેમ તૃષ્ણાને વધાર્યાથી તે વધતીજ

જાય છે. એમ શાસ્ત્ર કહે છે. તૃષ્ણાનો જે ગુલામ બને છે તે કદીપણ મુક્તિ મેળવી શકતો નથી એ શું તમે જાણતા નથી ? તૃષ્ણાની ભયંકર નદીમાં શું સ્વામી દયાનન્દ ઘસડાઇ ગયા નહોતા ?

૩૦૧. સત્યાર્થ પ્રકાશમાં અનેક સ્થલે જે ભાષાનો ઉપયોગ કર્યો છે તેવી ભાષા શું એક સંન્યાસી વાપરી શકે છે ? યદિ ના કહો તો સ્વામી દયાનન્દને અમારે સંન્યાસી કહેવા કે સંસારી ?

૩૦૨. બીજાની ખોટી નિંદા કરવાથી મનોબળ ક્ષીણ થઇ જાય છે, એ એક મોટો નિયમ છે તે શું તમે હજી સૂધી જાણતા નથી ? સત્ય વાત કહેનારપર પણ ક્રોધ કરી તમે અસત્યને સત્ય બનાવવા મિથ્યા પ્રવૃત્તિ કરો છો તે શું હાસ્યજનક નથી ?

૩૦૩. શ્રાદ્ધ, મૂર્ત્તિપૂજા વગેરે વિષયો ઉપર શાસ્ત્રાર્થ કરતાં અનેક સ્થલે તમારો પરાજય થયો છે છતાં હજીસૂધી દુરાગ્રહ કેમ છોડતા નથી ? સત્ય વસ્તુને ગ્રહણ કરતાં તમને લજ્જા શા માટે આવે છે ?

૩૦૪. ભોગો રોગો સમાન દુઃખદ છે, આયુષ્ય આકાશમાં ચમકતી ચપલા જેવું ચંચલ છે, શરીર બુદ્બુદ વત્ છે. વૈભવો પત્રના અગ્રભાગપર ઠરેલા જલબિંદુ

સમાન અસ્થિર છે, કાલનો ભયંકર ડંકો વાગીજ રહ્યો છે, તો પછી અધર્મને શા માટે માન આપો છો? સત્ય સનાતન ધર્મનો પરિત્યાગ શા માટે કરો છો?

૩૦૫. પિતા, માતા, દારા, સંપત્તિ, સંતતિ, જ્ઞાતિબંધુ, મિત્ર, વાડી, ગાડી, બંગલા, બગીચા વગેરે અત્રેજ રહી જાય છે. મૃત્યુ પછી સાથે આવનાર માત્ર એક ધર્મ છે. એ ધર્મ મનુષ્યનું જીવન છે તો પછી તેને સદાને માટે દેશવટો કેમ આપો છો?

૩૦૬. ઘરમાં રહેલાં વસ્ત્રોને જેમ ઉંદર કાતરી ખાય છે તેમ કાલ પ્રાણી માત્રનું આયુષ કાતરી ખાય છે કોઈ અમર નથી. નામ તેનો નાશ છેજ, તો પછી આપણા નિત્યના સાથી ધર્મનો પરિત્યાગ કરી મિથ્યા વસ્તુને પણ સત્યનું રૂપ આપવા આટલો બધો પ્રયાસ શા માટે કરો છો?

૩૦૭. કુદરતી નિયમ એવો છે કે બીજ પ્રમાણે વૃક્ષ થાય છે. શું કદી કોઈ બાખરનું બી વાવી આમ્રફલ પ્રાપ્ત કરી શકે છે? સ્ત્રીને અગિયાર પતિની આજ્ઞા આપી શ્રાદ્ધ, તીર્થ, અવતાર, મૂર્ત્તિપૂજા, વગેરેને ઉડાવી તમે શું પરલોકમાં સુખી થવાની ઈચ્છા રાખો છો? યદિ રાખતા હો તો તમારી મોટી ભુલ છે એ ખાત્રીથી માનજો. શું અમારી મિત્ર તરીકેની સાચી શિખામણ તમે નહીં માનો?

---

# જલદી નામ નોંધાવો.

## હવે પછી અમારા તરફથી નીચે લખેલા ગ્રન્થો

## બહાર પડવાના છે.

અવતાર, શ્રાદ્ધ, વર્ણવ્યવસ્થા, સાવિત્રી ચરિત્ર, બાલગ્રાહક ગુરૂ શિષ્ય સંવાદ, શ્રી શંકરાચાર્યનો અદ્વૈતસિદ્ધાંત, મકરંદ, શિવ વિવાહ, મૂર્તિ પૂજા, પંડિત બાલકૃષ્ણના લેખની સમીક્ષા, મહા નચિકેતાનું આખ્યાન, કમલિકા કાવ્ય, અંગદ વિષ્ટિ, શ્રીકૃષ્ણજન્મ રહસ્ય, પુરાણ રહસ્ય. વગેરે વગેરે.



છાપનાર—વીઠલદાસ હીરાભાઈ.
છાપવાનું ઠેકાણું—મુ. અ. ના ધી સુરત જૈન પ્રીન્ટીંગ પ્રેસમાં
ઠે. ખપાટીઆ ચકલા સુરત.

પ્રસિદ્ધ કર્તા—કવિ જનસુખરામ નરહરરામ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—હવાડીઆ ચકલા—સુરત.